# ચીલ ઝડપ!

પાપી પ્રપંચો, લફંગાઈ લુટફાટ અને
મધરાતની [illegible]ને લગતી
એક ડીટેક્ટીવ વાર્તા.

પ્રગટ કર્તા:—
રતનશાહ એ[illegible]
"વાર્તા વિભાગ" ફેવરીટ, ક્રાફર્ડ મા[illegible] મુંબઈ.

## વાર્તા વિભાગ પુસ્તક ૮૩ મું.

કીંમત..... [illegible] .....આના.

# તદન મફત.

શારીરીક શાસ્ત્રને સમજાવનાર, તંદુરસ્તીનાં નીયમો બતાવનાર, ઉત્તમ સંતતી પેદા થવાનું સાધન કહેનાર અને શરીરના રોગોને મટાડી શરીર બળવાન બનાવવાનો ઉપદેશ આપનાર જીંદગીનું અમૃત નામનું વૈદકીય પુસ્તક ૬૦) પાનાનું જે કોઇ એક પોસ્ટ કાર્ડ લખી મંગાવે તેને મફત મોકલાય છે. પુસ્તક મલવાનું ઠેકાણું:—

**ડાક્ટર કાલીદાસ મોતીરામ.** રાજકોટ કાઠીયાવાડ

બાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ**

**મુંબાઇમાં દવા મલવાનું ઠેકાણું:—**

**મેસર્સ કેમ્પ એન્ડ કાં. લીમીટેડ તથા**

**કાફર્ડ મારકેટની અંદર અચારીઆની દુકાન ઉપર**

# ચીલ ઝડપ!

## પાપી પ્રપંચો, લફંગાઈ લુટફાટ અને મધરાતની મારફાડને લગતી એક ડીટેકટીવ વાર્તા.

રચનાર—"આરજ"

"વાર્તા વિભાગ," ઠે. ક્રાફરડ મારકેટ અંદર; મુંબાઇ.

### પ્રકરણ—૧ લું.

એક અંધારી રાત્રે લગભગ બારનો સમય હતો તે વખતે સ્વતંત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. ફકત ઘુવડ અને દેડકાં ત્યાં અવાજ કરી રહ્યા હતા તેજ સમયે જુહુનો દરીયો પોતાનો સરસરયો અવાજ કહાડી શાંન્તીનો ભંગ કરી રહ્યો હતો. તેનીજ સામે એકજ મજલાનો ભવ્ય બંગલો તેને ડોળા ઘુરકી જોઇ રહ્યો હતો અને તેના ઉપર પડતા આછા અજવાળાવાળા તારાઓનો ઉજાસ વધું ગંભીરતા દેખાડતો હતો તેના બગીચામાના ફુલો પોતાનો પમરાત બતાવી રહ્યાં હતાં.

તે વખતે તે બંગલાનો વૃદ્ધ માલીક સર પરસોતમ કોઠારી, તથા તેમની એક પુરી બેટી શાન્તા સાથ એક ભવ્ય ઓરડામાં તેઓ રાતનો વિસામો મેળવતા હતા. સર પરસોતમ મોટા જાગીરદાર હોવાથી તેમની પાસે પુષ્કલ દ્રવ્ય હતું એટલુંજ નહિ પણ લડાઈના વખતમાં તેને પુશકલ પૈસો મેલવ્યો હતો. તેને માત્ર એકજ દીકરી હતી અને તેણીને બહુજ લાડમાં ઉછારી હતી કારણકે જેવારે તેણીની ઉમર બે વર્ષની હતી તે વખતે તેની માતા આ દોરંગી દુન્યા તજી ગઈ હતી, અને અત્યારે તેની ઉંમર આસરે અઢાર વર્ષની હતી, અને તેણીને પૈસાના જોરે શીખવીને પ્રીવીયેસ સુધીનો અભ્યાસ કરાવ્યો હતો.

હવે આ વાર્તા આગળ ચલાવીશું.

જુહુના દરીયા કીનારા ઉપરથી એક પંજાબી જેવો લાગતો એક જવાન્યો ચાલતો ચાલતો આવતો હતો, તેને બધોજ કાલો પોશાક પહેરેલો હતો તેના હાથમાં એક બચ્ચાં સરખી ટોર્ચ હતી. તે હલવે હલવે બધે પોતાની દ્રષ્ટી ફેરવતો ફેરવતો બંગલા પાસે આવી પહોંચ્યો તે એક બાજુ ઉભો રહ્યો અને ખીશામાંથી ઘડીયાળ કહાડી તેની ઉપર દ્રશતી ફેંકી, અત્યારે એકમા દશ મીનીટ બાકી હતી. "મ્હારા કાયદા પ્રમાણે એક વાગે બધું પતાવી દેવું જોઇએ." તે મનમાં બોલ્યો.

"શું ત્યારે એ લોક નહિ આ—તે આટલું બોલી અટકી ગયો કારણ કે ત્યાં એક મોટરનો અવાજ આવ્યો અને તેમાંથી તેના જેવાજ બે માણસો ઉતર્યા અને તેઓ પેલી વ્યક્તિ આગલ આવી ઉભા.

"કેમ સરદાર અમે લેટ તો નથી આવ્યાને ?"

"મુર્ખ આસ્તે બોલ," સરદાર ક્રુદ્ધી ઉઠયો.

પછી તેઓ પેલા શાન્તુ વિલાની દીવાલ કુદાવી તે બંગલાની અંદર દાખલ થયા ત્યાં એ લોકોએ એક ચોકીદારને બીજા ચોકીદાર સાથે વાત કરતા દીઠો. "ચાલ હવે તો તું કાલે પરણી જવાનો, તહારી વૃદ્ધ મા તો હરખના આંસુએ રૂએ છે." એક ચોકીદારે બીજાને કહ્યું, "પણ ભાઇ તારે તો હમણા એવી હોંશ રાખવી નકામી છે તને તો તારી વૃદ્ધ માને અને તારા સાત ભાઇબહેનોનું ગુજરાન કરવાનું છે—"

તે ગરીબડો આગલ બોલવા જાય છે કે તેની પીઠમાં કોઇએ મોટી છરીથી ઘા કરી જમીન ઉપર નાંખ્યો અને તેવીજ રીતે પેલાનો પણ અંત આવ્યો. "ખરે બદમાશના હૈયા નીર્દોશની આગલ પહેલવાન બને છે."



## પ્રકરણ—૨ જું.

પેલા બે બદમાશોએ બે નીર્દોશનો જાન લઇ પોતાના સરદારનો માર્ગ મોકળો કરી આપ્યો તેઓ પછીથી આગલ વધ્યા "મહમદ તારે પેલા ડોશાને પીસ્તોલના ધાકથી પુછી લેવાનું છે કે પેલા 'ભેદી ખજાના'ના પ્લાન કયાં મુકયા છે. જો તે ડોશો કંઇપણ હીલચાલ કરે તો તેને તરતજ ઠાર કરજે હમે પણ તરતજ ત્યાં આવી પુગીશું"

પેલો બદમાશ તરતજ પોતાના સરદારની આજ્ઞા કબુલી ત્યાંથી આગળ ચાલતું મુક્યું.

શું ત્યારે આ ત્રણે બદમાશોને ખબર ન હતી કે એક બીજી વ્યક્તિ પણ તેઓ પછવાડે પડી હતી અને તેઓ ઉપર તેની નજર હતી!

પેલો મહમદ ઉપર આવ્યો ત્યારે બરોબર એકમા એક મીનીટ બાકી હતી પેલા મહમદે મોંઢ ઉપર બુખો ધારણ કર્યો અને પછી પેલા ડોશાને જગાડયો તે ડોશો જેવો જાગ્યો ત્યારે પેલો મહમદ બોલ્યો. "જો જરાક પણ ગરબડ કરીશ તો ત્હારૂં મોત સમજી લેજે, મને બધા ખજાનના પ્લાનો—"

હજી તે આગળ બોલવા ગયો કે તરતજ પીસ્તોલનો ધડાકો થયો અને પેસો બદમાશ મહમદ ઢગલો વળીને જમીન ઉપર પડયો તે પીસ્તોલ ફુટતાંની સાથે જુહુનાં શાંત વાતાવરણમાં ખલલ થઇ અને તેમાં હાથ કુટવાના અવાજ અને તે સાથે "ખૂન ખૂન," "ચોર ચોર" ની બૂમોના પણ અવાજ સાંભળતાજ જુહુના રહેવાસીઓ દોડી આવ્યા.

તેમાં કેટલાક પોલીસમેનો પણ હતા તેઓ જેવા દરવાજામાં દાખલ થયા ત્યાં પેલા બે ચોકીદારોની લાશ હાથ લાગી, કેટલાક પોલીસમેન તેની નજદીક આવતાં લોકને દૂર કરવા લાગ્યા અને એક પોલીશ, પોલીશ અમલદારને બોલાવવા ચાલી ગયો.

થોડાકજ વખતમા એક જાણીતો ઇનસ્પેકટર આવી લાગ્યો. તેને એ લાશ ઉપરથી એમ લાગ્યું કે ખૂન થવાને ભાગ્યેજ અડધો કલાક થયો હશે અને ખૂનીએ તે બેઉને એક સરખા ઘા કરી મારી નાખવામા આવેલા છે.

પછી તેઓ બંગલાની તપાસ કરવા ગયા ત્યાં તેઓના કાને કોઇના બોલવાના પડઘા પડયા "ત્યારે શું હું ખુની છું, કદીબી નહિ, કોઇ કાલે નહિ".

તેઓએ ઉપર ગયા પછી જોયું તો એક માનવ દેહને ઢગલો વલી જમીન ઉપર પડેલો જોયો, તેની નજદીકમા એક સાહેબની ભરતીમા આવેલા એક શેઠયાને દીઠો અને તેની સામે એક નોકર જેવા લાગતા માણસને પેલા મૃત્યુ પામેલા માનવ દેહના પગ પાસે પીસ્તોલ સાથે ઉભેલો દીઠો. જેવો પોલીશ ઇન્સ્પેકટર અંદર દાખલ થયો ત્યારે પેલો ડોશો ફાટી આંખે ઇન્સ્પેકટર તરફ જોઇ બોલ્યો "આ બદમાશ નોકરને જલદી ગીરફતાર કરો" પણ પેલા ચાલાક અમલદારે તેમ નહિ કરતા પેલા ડોશાને પુછ્યું "તમે શા ઉપરથી એને ગીરફતાર કરવા કહો છો?"

"તેની આ બદમાશનુ ખૂંન કરવાની મતલબ ન હતી પણ મારૂ ખૂંન કરવા જતા આ બદમાશને——"

"આ વાત તદન જુઠી છે" નોકર વચમા બોલી ઉઠયો.

"પણ સબુર" અમલદાર બોલ્યો "તું તારા બચાવ માટે શું કહેવા માગે છે ?"

"મારે એટલું તો કહેવું જોઇએ સાહેબ કે હું રોજ દાદરાની નીચે મારી પથારીમાં નવ વાગે પડું છું પણ રોજના કરતાં આજે મને ઉંઘ નહિ આવવાથી હું જાગતો પડયો, કારણકે આજે બપોરે શેઠ બહાર ગયલા હોવાથી "હું બપોરે ખૂબ ઉંઘ્યો હતો. અને આજે રાત્રે એક વાગ્યો હશે ત્યારે દાદર ઉપર કોઇ ચઢી રહ્યું હોય તેવું મને લાગ્યું હું પણ હીંમત કરીને ઉઠયો મેં મારી પીસ્તોલ સાથે લઇ લીધી અને દાદરા ઉપર ચઢયો અને શેઠના ઓરડામાં દાખલ થયો ત્યાં એક બદમાશ મારા શેઠને જગાડીને પીસ્તોલની ધાકથી કાંઇ પુછતો હતો મેં એક મીનીટ પણ નહિ ગુમાવતા મેં તેને તરતજ ઠાર——"

તેનું બોલવાનું એકાએક અટકી ગયું, કારણકે ત્યાં શાન્તા આવી પુગી બોલવા લાગી "ના એ નોકર તદન નીરદોશ છે, કારણકે મેં આ બદમાશને હાથમાં લાઇટ સાથે દીઠો હતો અને હજી કાંઇ કરવા જાય તેવામાં આ બનાવ બન્યો ત્યાર પછી હું બાજુના ખંડમા ચાલી ગઇ અને બધું સમજ્યા કર્યું નીચે જે બે ચોકીદારના ખૂંન થયાં તેતો છરી વતી કરવામાં આવ્યાં છે એવું પણ મે સમજી લીધું"

"ત્યારે તો બીજા કોઇ બદમાશ આવેલા હોવા જોઇએ અને શું તેઓ નાસી છુટયા હશે ?" એટલું બબડી અમલદાર ઉતાવળે પગલે બહાર નીકલી પેલી લાસ પાસે આવ્યો. ત્યાં એમ્બ્યુલંસ પણ આવી હતી. અમલદારે ત્યાં તપાસ શરૂ કરી ધીમે ધીમે લોકોનું ટોળું વીખેરાતું ગયું ત્યારે પેલા અમલદારે દીવાલ પાસે આવીને ત્યાં જોયું તો એક બારીના કાચના કુરચે કુરચા થઇને પડેલા જોયા; પછી તેને ઉપર નજર કરી તો બારી ખુલ્લી હતી અને થોડાક કાચ અંદર રહી ગયા હતા તે એટલી તપાસ કરી ચાલ્યો ગયો.



## પ્રકરણ—૩ જું.

બીજે દીવસે વર્તમાનપત્રોમા આ બીના પ્રગટ થઇ, અને આ સમાચાર વાંચતાં વીજય નામનો એક ત્રેવીસ વર્ષનો યુવક ચમકી ઉઠયો. તે જમનાદાસ શંકર પટેલનો મોટો દીકરો હતો. તે વિજય આપણી વાર્તાની હીરોયેન શાન્તાને ચહાતો હતો તેથી તે આ બનાવવાળી જગ્યા પર જઇને શાન્તાને મલવાનો વિચાર કર્યો, તેને ત્યાં પહોંચ્યા પછી જેવો ઓરડામાં દાખલ થયો તેવારે તેની અજાયબી વચ્ચે તેઓને એક ટેબલની આસપાસ ઉભેલા જોયા. તેને તે ટેબલ નજદીક જઇને જોયું તો ત્યાં એક કાપલીની વચમાં ખંજર ખોસવામાં આવ્યું હતું અને તે કાપલીની ઉપર ફક્ત "એકને ટકોરે" આટલાજ ટુંક શબ્દ લખેલા જોયા.

"શું ત્યારે આજે પણ પાછું એમજ થવાનું છે," ડોસાએ હાથની મુક્કિ ઉગામતા ક્રોધના આવેશમાં બબડ્યું.

"ના એમ આજે નહિ બને" વિજય એકદમ ક્રોધમાં આવીને બોલી ઉઠયો "ચાલ આજે રાત્રે હું અત્રે રહીશ."

હવે આપણે પેલા નીરદોશ ચોકીદારોના કુટુંબ તરફ જોઇયે. જેનું નામ કાસમ હતું તેનાં આજે લગ્ન હતા તેઓના ઘરનાને આ વાતની ખબર થઇ ત્યારે જાણે નાના બચ્ચાં રોવે તેમ રોવા લાગ્યાં અને તેની જુવાન બાયડી બાપડી તો ત્યાંજ બેસુદ્ધ થઈ પડી.

તેવીજ રીતે અબ્બાસને ત્યાંની પણ વાત થઈ, તેની બુઢી માં પરસોતમને ત્યાં ગઈ અને રોઇને કહ્યું કે" મારૂં હવે કોઈ નથી મારા સાત નાના મોટા દીકરા દીકરીનું કયાંથી ગુજરાંન કરીશ?"

તેથી સર પરસોતમે તેઓને જોઈતી ચીજો અપાવી અને તેઓને દીલાસો દઇને પાછા વાલ્યા.

કેટલાંક લોક આ બંગલો જોઈ એમ બોલતા કે "કાંઇ પણ ભરમ હોવો જોઇએ શું એક સામટા ત્રણ ત્રણ ખૂંન!!!" આ શબ્દ આવતા જતાના મોંહમાંથી નીકલતા.

આ બનાવ જુહુમાં પહેલ વહેલોજ હતો. ત્યાર પછી તેજ દીવસે સાંજે સર પરસોતમ પોતાની બેટી સાથે ફરવા નીકલી પડયા, તેઓ દરયાવની તાજી હવાનો લાહવો ચાખતા તેજ વખતે બુઢાની આંખમાં સામે ઉછળતા મોજાથી ઝનુંન પ્રગટી નીકલતું. તેની આંખ ઉપરથી તેના ઉપર કયકાંઈ વિતી ગયું હતું એમ ખુલ્લું માલમ પડતું ત્યારે તેની પાસે બેઠેલી તેની કોમલ હૈયાની નાજુક બેટી જે હજુ સંસારી સુખ ભોગવવાથી દુર

રહી હતી તેની આંખ તેની નીરદોસ્તા જાહેર કરી દેતી અને તેણી આથ-મતા સુર્યને ટીકી ટીકીને જોતી હતી ખરે તેને કયાં ખબર હતી કે તે બીજી સવારે ઉગતા સુર્ય નારાયણને નમસ્કાર કયાં કરશે ?

તેઓ એકાદ કલાક ત્યાં બેઠા પછી બેઉ બાપ દીકરીએ વાતચીત કરી ઘર તરફનો રસ્તો લીધો.

રસ્તામાં સાન્તુ બોલી "શું ત્યારે પીતાજી આજે તે બદમાશો બદમાશી કરવા આજેબી એકજ વાગે આવવાના છે ? આ કોઈ ભયંકર બદમાશો લાગે છે કારણકે તેઓ ચેતવણી આપીને ધાડ પાડે છે. તેઓ બંગલે આવ્યા. તેઓએ ઓરડામાં પ્રવેશ કર્યો અને તેઓને ઓરડામાં કંઇ ઝગઝકીટ વસ્તુ માલમ પડી. લાઇટ કરતા માલુમ પડયું કે પાછી બીજી ચીઠ્ઠી પહેલેની માફકજ પેલીજ બનાવટના ખંજરમા પોવાયલી હતી. તે ચીઠ્ઠીને સર પરસો-તમે ધ્રુજતા હાથે ઉઠાવી અને હજુનતો વાંચવા જાય છે કે બારણું ખુલ્યું અને વિજય અંદર દાખલ થયો. જ્યારે તે પહેલી વખત આ જગે આવ્યો હતો ત્યારે પણ બધાને ટેબલ પાસે ઉભેલા જોયા હતા અને હાલમા પણ એમજ બન્યું, તે તરતજ ચેતી ગયો કે આ વખતેબી કઇ બનેલું હોવું જોઇએ, અને તેમજ હતુ. તે ટેબલ પાસે ગયો અને ચીઠ્ઠી ઉપાડીને વાંચી તે ચીઠ્ઠીમાં લખેલા દસ્કત બહુ બેદરકારીથી લખેલા હતા અને તે આ પ્રમાણે હતા:—

> આજે એકને ટકોરે તારે પેલા ભેદી ખજાનાના પ્લાનો તૈયાર રાખવા. તેમ જો નહિ કરશે તો તારી બેટીને ઉપાડી લઇ જવામાં આવશે."

આ પ્રમાણે ચીઠ્ઠી લખી હતી અને તે લખનાર કોણ હતું તે નહિ લખતા એક માનવીની ખોપરી તથા હાડકા પાડવામા આવ્યા હતા. સર પરસોતમ તો આ ચીઠ્ઠી વાંચીને ખુબ હેબતાઇ ગયો અને પોલીશનો બંદો-બસ્ત કરી બંગલાની આશપાશ દશ વાગેથી પોલીશનો પહેરો રાખવાનું નક્કિ કર્યું. બે ચાર પોલીશ સારજંટ પણ રાખવાનું નક્કિ કર્યું. આ બધું નક્કિ કર્યા પછી તે વિજયની સાથે વાતે વળગ્યો પણ તેને કઇપણ ચેન પડતુ નહિ. કાલનો કંપારી છુટનારો બનાવ હજુન મગજમાંથી છુટયો નથી ત્યારે શું આજેબી કાલના કરતા ખરાબ બનાવ બનવાનો હતો ? પણ તે બીચારો શું જાણે!

## પ્રકરણ—૪ થું.

રાતના દશનો અમલ હતો અંધારી રાતના સુર્યનારાયણની ગેર હાજરીમાં તારાઓ પોતાનું તેજ બતાવી રહ્યા હતા. ગરીબ કામદાર વર્ગ પોતાની આખા દીવસની મહેનત પુરી કર્યા બાદ વીસામો લેતા જમીન ઉપર જ્યાં ત્યાં પડયા હતા ત્યારે ઉંચ વર્ગના કહેવાતા યુરોપયન લોક યાંત્રીક વાહનમાં જુહુના દર્યા કીનારા ઉપર મોજયા ઉડાવી રહ્યા હતા ત્યારે આપણે આપણા સાન્તુ વિલા તરફ દ્રષ્ટિ લંબાવિશું; તે વખતે બધા પોલીશો આવ્યા હતા, બધે સાન્તી પસરી રહી હતી.

જ્યારે જુહુના સમુદ્ર કીનારા ઉપર રોન ફરતા એક સારજંટે એક માણુસને પુર ઝડપથી નાસતો દીઠો, તે સારજંટ ત્યાં ઝડપથી તેની પુંઠે ગયો અને એક ગલીમાં વલ્યો, હજુન તે આગલ વધવા ગયો ત્યાં તેના માથામાં કોઇનો રાઠોડી મૂક્કો પડયો અને હજુન તો તે હુશીયારીમા આવવા જાય તેની આગમજ બીજો પડયો અને તે સારજંટ ભોંય ચાટતો થઇ પડયો. તેના કપડાં દીલપરથી ઉતારી લઇ પેલી ભેદી વ્યક્તિએ ધારણ કર્યા પછી પોતાની સાથે લાવેલી બેગમાંથી એક જોડી કપડાં કાઢી તેને પહેરાવી દઇ ત્યાંથી ચાલતો થયો, જરા દૂર જઈ તેની "બેબી ઓસ્ટીન"મા બેસી તે પુર ઝડપથી હંકારી મૂકી.

ત્યાર પછી તેને રસ્તામા બે પોલીશ મલ્યા તેને થોભાડી સારજંટની ધપે વાત કરી પીસ્તોલની ધાકથી તાબે કર્યા તેને એકને બાંધી મોંમાં ડુચો મારી મોટરમાં નાખ્યો અને બીજાને પોતાના ગજવાંમાથી રૂમાલ કહાડી સીફતથી સુંઘાડી દીધો ! જેવો તે પોલીશ કલોરાફોર્મના વાસથી તે જમીન ઉપર પડયો ત્યાર પછી તેનો ડ્રેસ ઉતારી લઇ પેલી બેગમાથી એક ડ્રેસ કહાડી તેને પહેરાવી દીધો. તેજ પ્રમાણે પેલા મોટરમા પડેલા પોલીશનો પણ અવતાર થયો !

પછી તેને ઘડીયાલમા જોયું તો એકમા પંદર મીનીટ બાકી હતી તેને પાછી પોતાની મોટર મારી મૂકી અને તેને પેલા સાન્તુ વિલાની થોડે દૂર લઇ જઈને ઉભી રાખી. તેને બે ન્હાની સરખી પીસ્તોલ પોતાના બેઉ હાથની બાંયમા છુપાવી રાખી હતી તેવામા તેને દૂરથી બે વ્યક્તિને પોતા તરફ આવતાં દીઠી.

પછી પેલી બેઉ વ્યક્તિએ આવ્યા પછી પેલાને સલામ કીધી તેમાથી એક જણુ બોલ્યો 'સરદાર સાહેબ અમે લેટ તો નથી આવ્યા ને?"

'નહિ, ચાલો આ ડ્રેસ પહેરી લેવ.' પેલા બેઉ જણે પોલીશનો ડ્રેસ પહેરી લીધો પછી પેલા સરદારે એક જણુને કાંઈ કાનમા કહ્યું અને ત્રણે જણા તે નાનકડી મોટરમા બેસી અદસ્ય થઇ ગયા:

જ્યારે બંગલામા પેલા ઉઠાવગીરે આપેલો વખત થવા આવ્યો એટલે સઉ કોઇ સાવધ બન્યું હતું બધા પોલીશો આપેલી જગ્યા પ્રમાણે રોન ફરતા હતા. તેમાંથી એક સારજંટ રોન ફરતો ફરતો બંગલા તરફ ગયો તેજ પ્રમાણે બે પોલીશે પણુ કર્યું. અંધારાંને સબબે કોઇ કોઇને ઓલખી નહિ શકતુ. તે સારજંટ કોઇ પહેલવાન જેવો લાગતો અને પેલા ગરાસીયા જેવા બે પોલીશો પણુ કંઇ ઓરજ દેખાવ દેતા તે આ ચાલી ચાલીને રોન ફરવાનો ડોલ ધારણુ કરી બંગલાની અંદર ગયા. પણુ થોડાકજ વખતમા એક પોલીસ તો પાછો બહાર આવ્યો અને દરવાજા પાસ જઈ ઉભો. જ્યાં બીજા પણુ પોલીશો ઉભા હતા.

પછી તેના ઉપર ચપલાઇથી લાઇટનો ઉજાસ થયો. તરતજ તે પોલીશ મોટેથી બૂમ પાડવા લાગ્યો—'અરે આય કોઇ બદમાશ દોડી ગયો પકડો પકડો એને પકડો સા—' અને તે પણુ દોડયો. તેજ વખતે બધા રોન ફરતા પોલીશો દરવાજે આવી લાગ્યા પણુ ત્યાંથી પેલો પોલીશ પોતેજ ગુમ થઈ ગયો તેઓ બધાજ દરવાજાની બહાર બધે સોધ કરવા લાગ્યા તેજ વખતે પેલા અંદર ગયલો સારજંટ ઉર્ફે સરદાર બે માણસની મદદથી ઓરડામાં અંધકાર બનાવી રહ્યો અને ત્યાંથી તેઓ અંધારાંમા સાન્તાના ઓરડામા ગયા અને તે બીચારી નીરદોશ છોકરીને બેસુદ્ધ બનાવી ત્યાંથી ઉપાડી ચાલતા થયા અને બહાર આવી દીવાલ કુદાવી લપાતા છુપાતા પેલી નાનકડી મોટર આગલ આવી પહોંચ્યા, ત્યાં પેલો પોલીશ તૈયારજ હતો "અબદુલ તેં તો આજે ઠીક બજાવી અને મહોબતસીંગ તેં પણુ ઠીક બજાવી" પણુ સરદાર સાહેબ તમારૂં કાર્ય કયાં ઓછું છે?" તેઓએ પેલી સાન્તુને અંદર મુકી અને મોટરને ખુબ જોરથી વેગપુર્વક મારી મુકી અને તે મોટર મુંબઈ છોડી પરાંમા બોરીવલી તરફ વધવા લાગી!



## પ્રકરણ—૫ મું.

લાઇટ બંધ થયા પછી આખા બંગલામા ગરબડ સરબડ અને ઘોંઘાત મચી રહ્યો હતો. બધા પોલીશો ભાન ભુલા જેવા થઈ ગયા અને બધા એકમેકને કંઈ પુછવા લાગ્યા 'શું બંગલામાં ભૂત દાખલ થયો હતો કે પેલો સીપાઇ પોતે ભૂત હતો? આપણી આટલી બધી બંદોબસ્ત તથા દેખ-રેખ છતા બી શું થયું? અને પેલા ઓરડામાં અંધકાર શા માટે થયો અને કાણે કર્યો?' આ બોલો સર્વ કોઇ બોલી રહ્યું હતું, આ શું પરસો-તમ તથા પોલીશોની અજાયબી ન કહેવાય? જ્યારે ઓરડામા લાઇટ થઇ ત્યારે પરસોતમ પહેલા પોતાની દીકરીના ઓરડા તરફ ધસ્યા અને તેણીના કોચ ઉપર નજર કરી તો તેણીની ત્યાં નહિ હતી.

સર પરસોતમે તેણીને હાંક માર્યા બૂમ બરાડ કરી અને આખા બંગલાનું ખુણે ખુણું તપાસ્યું પણ તેણીનો પત્તો લાગ્યો નહિ. તે ઝનુનથી પોતાની ઝનુની આંખમા ઝનુનના આંસું લાવ્યો અને તેને આખી રાત વિચારમા ને વિચારમા કહાડી.

અંતે બીજી સવારે બધા સગા વહાલાની સાથે મલીને એ છુપી પોલીશના ડીટેકટીવના હાથમા આ કામ આપવાનો ઠરાવ કર્યો તેઓની નજરમા એક બાહોશ ડીટેકટીવ હતો તે આ ઉઠાવગીર આલમમા જાણીતો અને ઘણાક ઉઠાવગીરોએ તેની ઉપર મોતનું છટકું માંડયું હતું પણ બધું નીષ્ફલ નીવડયું હતું તેમજ ઘણાક ઉઠાવગીરો આ ડીટેકટીવથી દૂર નાસતા. તે ડીટેકટીવનું નામ શેરશાહ હતું તેની સાથે તેનાજ જેવો ચાલાક સાથી-દાર અને એક વાઘને પણ ફાડી ખાય એવો એક શેરમર્દ નામનો કુતરો હતો તેના સાથીદારનું નામ સલીમ હતું તેઓ બેઉ જણાં ખુબ ચાલાક હોવાથી તેઓને કયકઇ મોતના ડાચાંમાથી પસાર થવું પડયું હતું એટલે તેઓ કોઇથી ખાંડયા જાય એવા ન હતા. તેમજ તેઓનો શેરમર્દ કુતરો એક માણસને પણ બનાવી જાય તેવી અક્કલ ધરાવતો હતો.

હવે વાંચનાર આપણે હવે આપણી વાર્તાની હીરોયેન સાન્તાના કેવા હાલ થાય છે અને તે ગરીબડી ઉપર શું સીતમો ગુજરે છે અને તેના લાચારપણાનો તે બદમાશો કેમ લાભ લે છે તે આપણે જોઇશું.



## પ્રકરણ—૬ ઠ્ઠું.

જ્યારે સાન્તા પોતાની શુદ્ધીમાં આવવા લાગી ત્યારે તેને ચો તરફ નજર કરી પણ તેને અંધારા સીવાય કંઇ માલમ પડયું નહિ. તેણીના બેઉ હાથ અને પગ બાંધવામાં આવ્યા હતા. પોતાની આ હાલત જોઇ પોતાના દીલમાં કંપારી છુટી કે હું કયે વખતે આ જગ્યા ઉપર આવી અને મને કોણ અને કેમ આ જગ્યે લાવ્યું! તેને એમ વિચારમાં ને વિચારમાં દોઢ કલાક કાઢયો પછી તેને એક બાજુની દીવાલની ફાટમાંથી કંઇ ઉજાસ જેવું લાગ્યું તેને જમીન ઉપર ગુલાંટ ખાવા માંડી અને તે પેલી ફાટ આગળ આવી પહોંચી તેને ત્યાં પોતાનો કાન ધર્યો.

ત્યાં તેણીને કોઈ બે મર્દનો વાત કરવાનો અવાજ સાંભળ્યો તેમાંથી એક જણ બોલ્યો—" અને જો પેલો ડીટેકટીવ આપણા કામમાં માથું મારશે તો પેલા સાન્તુ વિલામાં જે બે ચોકીદારોનો જાન ગયો તેવીજ રીતે તે બેઉ જણાનો અવતાર થશે."

"નહિ મહોબ્બતસીંગ તે ડીટેકટીવ કંઇ જેવો તેવો નથી તેને તેમજ તેના સાથીએ આપણા જેવા કયકંઇ ઉઠાવગીરોને ગજવામાં મુકી દીધા છે.

"નહિ અબદુલ તુ ભુલ કરે છે જયાં માણસ મરવું કે મારવું વિચારે છે ત્યારે તેની સામે સીંહ પણ પાણી ભરે છે પણ પેલા———!!"

## પ્રકરણ—૭ મું.

ત્યાં એકાએક બારણા ઉપર ધડાકો થયો. બેઉ જણાએ હાથમાં પીસ્તોલ લીધી અને બારણા તરફ ચાલુ મુકયું. તેઓએ હલવેથી બારણું ખોલ્યું તો ત્યાં એક કંપારી છુટે એવું દ્રશ્ય સાન્તુએ બારણાની ફાટમાંથી જોયું ત્યાં એક માનવ દેહ પડેલો હતો તેનું મસ્તક ધડથી છુટું પડી ગયું હતું. પેલા બદમાશોએ જરા પણ નહિ થોભતા તે દેહને અંદર લાવ્યા. આ માનવ દેહ જોતાં સાન્તાથી એક ચીસ પડાઇ ગઇ ત્યારે પેલા બેઉ બદમાશો પેલા માનવ દેહને પડતો મેલી સાન્તાના બારણા તરફ ધસ્યા. બારણું ખોલવાનો અવાજ આવ્યો અને પેલા બેઉ બદમાશ શાન્તાના ઓરડામાં દાખલ થયા.

એકના હાથમાં હજુન પીસ્તોલ હતી તે સાન્તા તરફ તાંકીને બોલ્યો

કે "જરા પણ અવાજ કરીશ તો જાનથીજ ગઈ સમજજે." એટલું કહી તેને તરતજ સાન્તાના બંધન છોડયા, જેવી બંધનમાંથી મુકત થઈ તેવી તેની નજર પેલા માનવ દેહના ડોક ઉપર પડી તો તે તો તેનો લવર વિજય હતો! તે તો ત્યાંજ પાછી આચકા સમેત બેશુદ્ધ થઈ પડી 'અરે સાન્તા તને કયા ખબર હતી કે તે કોણ અને શું હતું તેણીને તે ઉઠાવગીરોએ ગભરાવવા શું શું બાજીઓ રચી હતી, પણ અફસોસ કે તે હજુન નાદાન હતી.

આ ઉઠાવગીરોએ એક એવી બાજી રચી હતી કે એક મીણનું પુટલું આબાદ વિજયના આકારનું બનાવી તે પુટલાને તરતનુંજ બહાર સુકાવા મુકયું હતું. તેઓનો હેતુ એ હતો કે સાન્તા બધા પ્લાનો કયાં છે તે બતાવે અને તેના બાપની બધી દૌલત કયા છે તે પણ બતાવે પણ કરવું હતું શું અને થઈ ગયું શું ?. જો સાન્તા પેલી ચીજો નહિ બતલાવે તો તેના વિજયને મારી નાખવાની ધમકી આપનાર હતા. ત્યાં તો બહાર સુકાવા મુકેલા પુતલાંને પવનનો આંચકો લાગ્યો અને તે બારણા ઉપર ગબડયું અને તેનુ ડોકું છુટું થઈ ગયું ત્યાર પછી તેઓ ઉતાવલમા તેને અંદર લાવ્યા. પણ પેલી સાન્તાએ બારણાની ફાટમાંથી જોયું અને ચીચીયારી પાડી કારણકે તે બાપડી પુતલાને ખરૂં માણસ સમજી હતી.



## પ્રકરણ—૮ મું.

હવે વાંચનાર તારી નજર હવે પેલા પરસોતમના બંગલા તરફ લંબાવ, ત્યાં સર પરસોતમે પેલા ડીટેકટીવને બોલાવી મંગાવ્યો અને તેને ખૂબ આજીજી કરી કે "કોઈબી રીતથી અને કંઇપણ દામ લઈ મારી બેટી મેલવી આપો."

ત્યાં બધું નક્કિ કર્યો પછી પેલા ડીટેકટીવે ત્યાંથી રજા લીધી.

રાત્રીનો સાડા અગીયારનો સમય હતો. એક માણસ પોતાના પાટલુનના બેઉ ખીસામાં હાથ નાખી ચાલતો હતો તેની આગલ તેનો મરત કુતરો માર્ગ બતલાવતો ચાલતો હતો તે માનવી ઉંચા બાંધાનો મજબુત અને મધ્યમ વયનો લાગતો હતો. તે કંઈ ચીજની શોધમાં હોય તેમ તે નીચે જમીનનેજ જોઇને માર્ગ કાપતો હતો. તેનો કુતરો તેનેથી વીસેક કદમ દૂર હતો એટલામાં કોઈ ઝાડીમાંથી લપાતું છુપાતું ચાલી

આવી પેલા માનવીના માથામાં એક લોખંડના સળીયાથી ફટકો માર્યો. પેલો આદમી તેજ ઘડીએ જમીન ઉપર પડયો.

આ અવાજ સાંભળી પેલા કુતરાએ પોતાની ચસમ ફેરવી તો તેનો શેઠ માલમ પડયો નહિ અને એક માણસને ઝાડીમાં છુપાતા દીઠો, પેલા ચાલાક કુતરાએ ઝાડી તરફ દોડવા માડયું પણ પીસ્તોલની ગોલી તેની બાજુમાંથી સનનન——કરતી ચાલી ગઇ—બીજી પણ ફુટી તે પણ તેમજ અને ત્રીજી પણ છુટી, તે ગોલી ગરીબ જાનવરના પગમાં લાગી તરતજ તે કુતરો ભોંય ચાટતો થઇ મોટે મોટે ભોંસવા માંડયો. જે આદમીના માથામા સળ્યો લાગ્યો હતો તે આપણો જાણીતો ડીટેકટીવ શેરશાહ હતો અને પેલો કુતરોઆી તેનોજ શેરમર્દ હતો જ્યારે તે ડીટેકટીવને સળ્યો માર્યો હતો ત્યારે તે ઢોંગ કરીને જમીન ઉપર પડયો અને હવે પછી શું બને છે તે ચીંચી આંખે જોતો હતો.

જ્યારે પેલો કુતરો જમીન ઉપર પડયો ત્યારે ઝાડીમાંથી પેલો આકાર બહાર આવ્યો અને કુતરાંની નજદીક ગયો ત્યારે પેલો ચાલાક ડીટેકટીવ જરાક પણ અવાજ કર્યા વગર ઉઠયો અને ખીસામાંથી પીસ્તોલ કહાડી તે આકારનો પાછલ લપાતો છુપાતો જઇ પહોંચ્યો "ચાલ હાથ ઉંચા કર નહિ તો માર્યો જઇશ !" પેલા માનવીએ તુરતજ હાથ ઉંચા કર્યા અને પેલો કુતરો પોતાની પુછડી હલાવતો પોતાના માલીકનો અવાજ સમજી તુરતજ ઉભો થઇ ગયો પેલા ડીટેકટીવે ખીશામાંથી દોરી કહાડી પેલાને મજબુત જકડી લીધો અને પેલાને ત્યાંજ પડતો મેલી ઘરનો રસ્તો લીધો.



## પ્રકરણ—૯ મું.

તે ડીટેકટીવ પોતાને ઘરે આવ્યો અને પોતાની ઇજાને લીધે તરતજ ઉપાય કરી સુઇ ગયો. અને બીજે દીવસે સહવારે પોતાની ટુ સીટર લેન્સ્યા કારમા પોતાના શેરમર્દ તથા સલીમની સાથે રાતવાલી જગા ઉપર જઇ પહોંચ્યા, ત્યાં પોતાની મોટર થોભાડી અને નીચે ઉતરી જે ઝાડીમાંથી પીસ્તોલનો અવાજ આવ્યો હતો ત્યાં ચાલવા માંડયું તે જગ્યા ઉપર જઇને જોયું તો એક ખાલી પીસ્તોલ પડેલી જોઇ તેને તે પીસ્તોલને પોતાના ખીસામાં મુકી અને આગળ ચાલ્યો તથા તેને વપરાયલી બીડી પડેલી જોઇ તે તેને ઉપાડી લીધી તે સીગારેટ (સીઝર) કાતર છાપ હતી

એ સીગારેટ પરથી તેને અનુમાન કર્યું કે તે આય સીગારેટનો શોખીન હોવો જોઇએ.

પછી તે આગળ ચાલ્યો, પણ તેનો કુતરો તેને કંઇ કહેતો હોય તેમ ડોલ કરીને આગળ ચાલવા માંડયું. કુતરાની પછવાડે તેઓ પણ ચાલવા લાગ્યા તે કુતરો એક જગ્યા ઉપર આવીને ઉભો ત્યાં તેઓએ એક માનવીના પગલાં જોયાં અને પછી જરાક આગળ ચાલતા મોટરના ટાયરના નીસાન રસ્તા ઉપર પડયા હતા, તે ટાયર ગુડ ઇયરના હતા. આથી તેઓએ તે નીસાનની બરોબર પોતાની મોટર હાકવા માડી આ નીસાનીથી મહામુસીબતે તેઓ બોરીવલી સુધી આવી પહોંચ્યા ત્યાં તેઓએ એક હોટેલમાં ખાણું ખાઇ લીધું અને પાછું આગળ વધવા માંડયું અંતે તેઓ ખુબ ઝાડીવાલા વિસ્તારમાં આવી લાગ્યા અને તેઓને દુરથી એક પડતલ મકાન નજરમાં પડયું તેઓએ પોતાની મોટરને એક ઝાડીમાં છુપાવી પગ રસ્તે તે મકાન તરફ લપાતા છુપાતા આગળ ચાલવા માંડયું.

—❧—

## પ્રકરણ—૧૦ મું.

જયારે તેઓ પેલા ભેદી મકાન આગળ આવી પહોંચ્યા ત્યારે ત્યાં જોયું તો બધાં બારી બારણા બંધ હતા અને ત્યાં એક મોટરનો ગેરેજ હતો ત્યાં પેલી મોટરના ટાયરના નિસાન પુરાં થયાં હતાં, તેઓએ જોયું તો અંદર જવાનો એક પણ માર્ગ નજર પડયો નહિ. અંતે તેઓએ તે તબેલામાંથી થઇને અંદર જવાનો વિચાર કર્યો તેઓએ ઓજાર વડે તે બારણાનું તાળું તોડયું. તેઓ પાસે તીન્ના હથ્યારો હોવાથી થોડાજ વખતમાં ફતેહમંદ નીવડયા અને તે તાળું તોડવાને શકતીવાન થયા, તેઓએ આસ્તેથી તે દરવાજો ખોલ્યો અને અંતે તબેલાની અંદર દાખલ થયા. અંદર એક મોટર હતી અને તે તાજેતરમા વપરાયલી હોય એમ લાગતું હતું. દીવાલની ચારે બાજુએ જાળાં વલગ્યા હતા અને અંદરથી કાંઇ ખરાબ વાસ આવતી હતી તેઓએ તે તબેલાના બારણાની સાંકળ અંદરથી બંધ કરી ત્યાર પછી અંદર ચોમેર અંધકાર વ્યાપિ રહ્યો.

શેરશાહે પોતાના ખીસામાંથી લાઇટ કાઢી અને તેની ચાંપ દાબી ત્યાં અજવાળું કર્યું પછી તેઓએ મોટરની ઝડતી લેવા માંડી તો તેમાંથી

એક (સીઝર) કાતર છાપ સીગારેટનું ખોખું મળી આવ્યું એ ઉપરથી એમ માલમ પડયું કે તેમાં એકજ વ્યક્તિ હતી. કે જેને રાતના ડીટેકટીવ ઉપર હલ્લો કર્યો હતો તેજ હોવો જોઇએ. આ કારણથી ડીટેકટીવને સંતોષ ઉપજ્યો કે અંતે તેને આપણે જરૂરજ પકડી પાડીશું. પછી તેઓએ વિચાર કર્યો કે અહીંથી જવું કયાં ? તેઓએ ત્યાં કંઇપણ છુપો માર્ગ હોવો જોઇએ એવું અનુમાન કર્યું. અને તેઓ તેવો માર્ગ શોધવા લાગ્યા; ત્યાં અંદર પવન આવવાનો એક પણ માર્ગ ન હતો તેથી તેઓ પરસેવાથી રેબઝેબ થઇ ગયાં અંતે તેઓએ એક બાજુએ જોયું તો ત્યાં બિલકુલ જાળાં કે ધુળ માલમ પડી નહી અને તે જગ્યા તાજેતરમાંજ વાપરવામાં આવી હોય તેવું લાગ્યું. તેઓએ ત્યાં ફાટ જોઇ અને તે ફાત હાથના આંગલા ઘુસી શકે તેટલી જાડી હતી તેઓએ વિચાર કર્યો કે હવે આ ખોલવું કેમ ? તે ફાટમાં થઇને જોયું તો અંદર તદન અંધકાર હતો અને અંદરથી કાંઇ ખરાબ વાસ આવતો હતો. તેઓએ ઘડીયાલમાં જોયું તો બપોરના બે વાગ્યા હતા, થોડા વખતમાં પેલા છુપા રૂમમાં કોઇનો પગથી ચાલવાનો અવાજ સંભલાયો એટલામાં ડીટેકટીવ પોતાના સાથીઓને લઇને ચપલાઇથી પેલો દરવાજો ખોલી બહાર નીકળી આવ્યા અને પેલું તોડેલું તાલું કાંઇ પણ થયું ન હોય તેમ પાછું લગાડી લીધું અને તેઓ ઝાડીમાં છુપાઇને હવે શું બને છે તે જોવા લાગ્યા.

---

## પ્રકરણ—૧૧ મું.

અંતે બે વ્યક્તિ તેઓની નજરે આવી તે બેઉ ઉઠાવગીર હતા એમ જણાઈ આવતું.

તેમાંથી એક જણ બહાર આવતાં બોલ્યો "જો અબદુલ આપણી યુક્તિમાં આપણે ફાવ્યા હોત તો આજે આપણે પેલા પ્લાન મેળવતે"

બીજો બોલ્યો 'વાત તો ખરી છે મહોબતસીંગ, પણ કાલે રાત્રે જો મારા હાથે પેલો બદમાશ ડીટેકટીવ માર્યો ગયો હોત તો આપણો માર્ગ મોકળો થયો હતે" આટલું બોલી તેના મોંમા પુરી થવા આવેલી સીગારેટ જમીન ઉપર ફેંકી દીધી. આ બધું પેલો આહોશ ડીટેકટીવ જોયા કરતો હતો, અંતે તેઓ તબેલાના દરવાજા નજદીક આવી પહોંચ્યા તેમાંથી એક જણે પોતાના ખીસામાંથી ચાવીનો એક મોટો ઝુમખો કાઢયો અને હજુ નતો તાળાંને પકડવા જાય છે એટલામાંજ તાળું અલગું દાબી ચુકેલું હોવાથી ખુલી ગયું.

"જોયું આય તારૂં કામ અબદુલ ? હું ધારૂં છું કે રાતના તેં દારૂ પીધેલો હોવો જોઇએ નહિ તો તું આય તાળું અળગું—."

"ચાલો તમે બેઉ જણા હાથ ઉંચા કરો, જરા પણ હાલ્યા ચાલ્યા તો માર્યા જશો." ડીટેકટીવ શેરશાહ પોતાના બેઉ હાથમાં પીસ્તોલ સાથે એકલો આવ્યો અને પોતાના સાથીને કહેતો આવ્યો કે "જો કંઈ માઠું બને તો મહારી મદદે આવજે."

પેલા બેઉ બદમાશોની આગળ જઈ શેરશાહએ તેઓના ખીશામાં જે કંઈ હતું તે કહાડી લીધું અને તેઓને હાથ ઉંચા રાખી તબેલા તરફ જવા ફરમાવ્યું. પેલા બેઉ બદમાશોએ તબેલા ભણી ચાલવા માંડયું અને તેઓની પુંઠે શેરશાહ પણ ગયો.

હવે તબેલામાં અંધકાર હોવાથી પેલા બેઉ બદમાશ લાગ જોઈ ડીટેકટીવ ઉપર તુટી પડયા. ડીટેકટીવે ગોળીબહાર કર્યા પણ તે અંધકારને સબબે નીષફલ નીવડયા, આ ગોળીબારના અવાજ સમજી શેરમર્દ બોલવા માંડયો અને સલીમે પણ ટબેલા તરફ દોડવા માંડયું ત્યાં જઇ જોયું તો પેલા બદમાશો ડીટેકટીવ ઉપર હલ્લો કરતા હતા, તરતજ સલીમે ગોળી છોડી પણ તે કંઈ પણ કામને અંધારાને લીધે ઇજા કરી શકયો નહિ

અને બીજું એ કે તે ગોળી કદાચ ડીટેકટીવને પણ લાગી જાય ફરી સલીમે પીસ્તોલ ગજવામાં મુકી અને તે તરફ ધસ્યો પણ તે હજુન આગળ જાય તે આગમચ સામે દીવાલ ખસતા જોઈ અને પેલા બેઉ બદમાશોને પેલા ભેદી ઓરડા તરફ નાસતા જોયા અને શેરશાહ પણ પછવાડે દોડયો અને તે પણ પેલા રૂમમાં ગયો અને સલીમે પણ તે તરફ દોડવા માંડયું પણ હજુન તે રૂમ નજદીક જાય તે આગમચ પેલી ભેદી દીવાલ આડી થઇ ગઇ અને તે પોતાના બાહોશ ડીટેકટીવથી છુટો પડી ગયો તેની પાછલ શેરમર્દ પણ અટકી ગયો.

તેને દીવાલ ખસાડવાના પુશ્કલ ફાંફાં માર્યાં પણ ફોગટ ગયું અંતે તે પાછો બહાર દોડયો અને તે સાથે શેરમર્દ પણ બહાર દોડવા લાગ્યો.



## પ્રકરણ—૧૨ મું.

હવે આપણો શેરશાહ પેલા બેઉ આકારની પુઠે દોડયો પણ ત્યાં એટલું તો અંધકાર હતું કે ત્યાં શું હતું તે બીલકુલ જોઈ શકયો નહિ અંતે એક બારણું બંધ થવાનો અવાજ આવ્યો, ત્યારે તે સમજી ગયો કે તેઓ એક રૂમમા છટકી ગયા. ત્યારે તેને પાછો ફરવાનો વિચાર કર્યો તેને પોતાના ખીસામાંથી લાઇટ બહાર કાઢી ચોમેર ઉજાસ કર્યો પણ ચારે બાજુ દીવાલ સીવાય કંઇપણ દીસ્યું નહિ તેને દીવાલની ઉપર લાઇટ મારી જોયું તો કટાઈ ગયલી સાંકળથી હાડપીંજરો લટકી રહ્યા હતાં. આ દેખાવ જોઇ ડીટેકટીવના હાંજા ગગડવા લાગ્યા કે મહારો પણ એવોજ હાલ થશે કે કેમ? તે પરસેવાથી રેબઝેબ થઈ ગયો હતો અને ખરાબ વાસથી તે ગુંગળાવા લાગ્યો, તેને પોતાનો કોટ કાઢયો અને તેની અંદર બે પીસ્તોલ થોડા હથીયાર અને એક લાઇટ કાહડી તેમાંથી તેને એક પીસ્તોલ અને ટોર્ચ હાથમાં રાખી બહાર નીકળવાનો માર્ગ સોધવા લાગ્યો. અંતે ટોર્ચનો પાવર પણ ખલાસ થવા આવ્યો તે પણ ફકત અડધોજ કલાક ચાલે એટલોજ હતો એટલામાં તેને કંઈ અવાજ આવ્યો, અને બાજુના ઓરડાનું બારણું ખુલ્યું આથી ડીટેકટીવે બેશુદ્ધ થઇ ગયો હોય તેમ જમીન ઉપર પડયો અને શું બને છે તેની રાહ જોવા લાગ્યો.

અંતે પેલાજ બે બદમાશ આવ્યા તેમાથી એક જણ બોલ્યો—"અંતે

રસ્તા પર આવ્યો ખરો." તેઓના હાથમાં ટોર્ચ અને પીસ્તોલ હતી તેઓ પેલા ડીટેકટીવ આગળ આવ્યા અને જોયું તો તેના દીલ પર કોટ હતો નહિ, તેના પાટલુનના ખીશામાંથી તો એક પીસ્ટોલ હતી અને તેમા ફકત બેજ કારતુસો હતા. પાટલુનના બીજા ખીશામાંથી લાઇટ કાઢી પણ તેનો પાવર થોડોકજ બાકી રહેલો હોવાથી ત્યાંજ પડતી મેલી, "જા અબદુલ જાડી રસી લઇ આવ એ શુદ્ધીમાં આવે તે આગમજ એને બાંધી લઇએ," એટલું બોલી રહ્યા પછી તે બદમાશે ડીટેકટીવને કકડાવીને લાત લગાવી પણ તે ચાલાક ડીટેકટીવ બીલકુલ હાલ્યો કે ચાલ્યો નહિ. અબદુલ રસી લઇ આવ્યો અને તેને બાંધ્યા પછી ત્યાંજ પડતો મેલી પાછા ચાલ્યા ગયા.



## પ્રકરણ—૧૩ મું.

હવે આપણે પેલા શેરશાહના સાથીદાર સલીમનું શું થયું તે જોઇએ. તેને જોયું કે શેરશાહ હવે મ્હારા હાથમાં આવવો મુશ્કેલ છે, અને હું એકલોજ છું તેથી એને શું મદદ આપું અને મ્હારી જીંદગી પણ જોખમમાં આવશે, તો હમે બેઉ જણ આય દુન્યામાં કયાં ગેબ થઇ ગયા તે માલમ નહિ પડશે માટે મુંબઈ જઇ કોઇની પણ મદદ લીધા વગર છુટકો નથી, અંતે તે પેલી લેનસ્યા મોટર જ્યાં છુપાવી હતી ત્યાં ગયો પણ પેલો નીમકહલાલ કુતરો પોતાના શેઠની શોધમાં ત્યાંજ રહી ગયો અને સલીમને ગફલતીમાં તેની તો યાદજ નહિ રહી.—જ્યારે રાતનો વખત થયો ત્યારે આ ચાલાક કુતરાને આખા દીવસનો થાક તથા ભુખ લાગવાથી તેને અહીં ત્યાં ફરવા માંડયું અને તબેલામાં ગયો જ્યારે તેને તબેલામાં જઇને જોયું તો ખાવાનું કંઈ ન હતું પણ કંઇ ખરાબ સુગંધ આવતી હતી.

હવે આપણે કુતરાની જાતને પીછાન્યે છીએ કે કંઇપણ ચીજની વાસ આવતી હોય તો, તે કયાંથી આવે છે તેની ખોળ કર્યા વગર રહે નહિ, એટલે તેને તબેલાની જમીન સુંઘવા માંડી. અંતે તે સુંઘતાં સુંઘતાં પેલી ખસતી દીવાલની ફાટ નજદીક આવી લાગ્યો અને તેને લાગ્યું કે આયજ બાજુની દીવાલમાંથી વાસ આવે છે, એટલે તેને ખાવાની હોંશે તેને પોતાના નખ વડે દીવાલ ઘસવા માંડી. આ અવાજ તેના માલીકને જે બાજુની દીવાલ પાસે બાહોશ હોવાનો ઢોંગ કરી પડયો હતો તેને પહોંચ્યો.

તે ચતુર ડીટેકટીવ તરતજ ચેતી ગયો કે એ મારો શેરમર્દજ હતો, તેથી તેને હળવેથી વીસલ વગાડી, આથી પોતાના માલીકનો અવાજ સમજી કુતરો જોશમાં આવી ગયો અને તે સાથે તે એટલો તો ઝનુનમાં આવી ગયો, કારણકે તેને ખુબ ભુખ લાગી હતી, તેથી તેને પછાડા મારવા માંડયા.

હવે અંદર ડીટેકટીવે વિચાર કર્યો કે હવે કંઇ છુટવાનો માર્ગ મોકળો કરૂં પણ શું યુક્તિ કરે? એના હાથ બંધનમાં બંધાયલા હતા, તે કરી બી શું શકે, પણ તેને હિમત એકઠી કરી અંધારામાં જ્યાં પોતાનો કોટ મૂકયો હતો ત્યાં મહા મુસીબતે ગયો અને તેને જેમ તેમ ઉંધો કર્યો, અને તેમાંથી બધાં હથ્યારો બહાર પડયા. તેમાંથી એક ચીન્ધુ હથ્યાર પોતાના બેપગની વચમાં ટેકવી રાખીને પોતાના હાથમાં બાંધેલી દોરી તેના ઉપર ઘસી અને અંતે છુટો થયો, તરતજ તેને પોતાના કોટના ગજવાની ડાયરીમાંથી એક પાનું કાઢી લખ્યું "સર પરસોતમને માલમ થાયજે કે હું અત્રે બોરીવલીથી આગલ એક ભેદી મકાનમા ઉઠાવગીરોની ટોળીના હાથમાં સપડાયો છું, માટે જલદી મદદ મોકલો—'શેરશાહ.'—" આટલું લખી તેને પેલી કોટમાંથી કુતરાના મોંહમાં મુકયું અને તેની બોલીમાં સર પરસોતમને પહોંચાડવા કહ્યું.



## પ્રકરણ—૨૪ મું.

હવે આપણે પાછા પેલા ડીટેકટીવના સાથી સલીમની વાત આગલ ચલાવ્યે. તે જેવો બોરીવલીથી ઉપડયો ત્યારે તેની ઉપર એક બદમાશે નજર રાખી હતી અને તેની અગાઉથી બીજે રસ્તે તે રેસકોર્સ આગલ બેલાસીસ રોડ ઉપર તેની મોટર ઉડારી મુકવાનું કાવતરૂં કર્યું. જેવો સલીમ લેનસ્યા લઇ પેલી કાવતરાંવાલી જગ્યે આવ્યો ત્યારે એક મોટા ધડાકાની સાથે ડાબી બાજુ રેસકોર્સના મ્લાનમાં જઇને પડયો અને તેની મોટર જમણી બાજુ દર્યાની રેલીંગ તોડી નીચે ઢળી પડી અને બદમાશો ત્યાંથી નાસી છુટયા....હવે આપણે આ વાત પડતી મેલી પેલા ચાલાક કુતરા શેરમર્દની ચાલાકી જોઇએ. તે તો ત્યાંથી વેગ પુર્વક રસ્તો કાપી જૂહુ ઉપર સર પરસોતમના બંગલે આવી પહોંચ્યો.

આ વખતે રાત્રીના દશ વાગ્યા હતા અને સર પરસોતમ સુવાની

તૈયારીમાંજ હતા ત્યાં તેઓ બારીએ ઉભા હતા ત્યાં એક જબરજસ્ત મોટો કુતરો તેઓના કંપાઉન્ડમાં આવતાં જોયો. તે તરતજ ચેતી ગયો કે તે કુતરો ડીટેકટીવનો હોવો જોઇએ માટે તે નીચે ઉતરી આવ્યો અને તેના મોંહમાં અડધું કુતરાની લાળે ભીંજાયલું કાગજ જોયું અને તેમાં જેમ હું લખી ગયો છું તે વાંચી લીધું. આથી સર પરસોતમ જેમ વીજલીનો આંચકો લાગે તેમ ચમકયો અને તે પોતાની અજાયબી વચ્ચે દાદર ઉપર ચઢી ગયો અને પોતાના નોકરને મોકલવા તૈયાર થયો. તેના નોકરને બે ભરેલી પીસ્તોલ આપીને કહ્યું કે "તું પેલા શેરમર્દની પુઠે જા." આટલું કહ્યું પછી તેને તૈયાર કરી નીચે આવ્યા અને ત્યાં જોયું તો કુતરો ન હતો.

તે ચાલાક જનાવર પોતાના માલીકના ગ્રાંટરોડ ઉપર આવેલાં મકાનમાં જવા નીકલી પડયો હતો. પણ જુહુથી તે જેવારે રાતના અગીયાર વાગે રેસ-કોર્સથી પસાર થતો હતો ત્યારે ત્યાંતો તેને પોતાના માલીકની મોટરના કુરચે કુરચા થઇ ગયલા જોયા અને તેને બીજીબાજુ પોતાના સાથી સલીમની બેસુદ્ધ થઇ ગયલી લાશ મલી.

આ કાર્ય કરતો હતો એટલામાં આંખને આંજી નાંખે તેવો પ્રકાશ પડયો તે પ્રકાશ મોટરની બત્તીનો હતો, આથી કુતરો રસ્તાની બરોબર વચમાં ઉભો, આથી મોટરમાંથી હોર્નનો અવાજ આવ્યો પણ તે જાનવર વચમાંથી હઠયો નહિ, અંતે મોટર થોભી ગઇ ત્યાં તે મોટરનો માલીક નીચે ઉતરી આવ્યો અને જોયું તો ત્યાં એક ગંભીર અકસ્માત થયો હોય એમ લાગ્યું. આથી તેને તે મોટરના માલીકની તપાસ કરી તો પેલો સલીમ મળી આવ્યો. તે આદમીની લાશ તપાસી તો તેની નાડી ખૂબ મંદ મંદ ચાલતી હતી, તરતજ તેને મોટરમાં નાંખી હોસપીટલમાં જવા નીકળ્યા પછી પોલીસે તે જગ્યે તપાસ ચલાવી તો ત્યાંથી જાણીતા ડીટેકટીવની ગાડી જડી આવી પણ ચાલાક ડીટેકટીવ નજરે આવ્યો નહિ.

બીજા પોલીસોએ પેલા સલીમને પીછાન્યો પણ તેની હાલત ખુબ ગંભીર હોવાથી કંઇપણ પુછી શકાયું નહિ.

હવે આપણે પેલા લુકમાનની વાત કરયેં, તે એકલોજ બંગલેથી જવા નીકળ્યો. તેને માટે ફકત છેલ્લીજ ટ્રેન રહેલી તે ઉતાવલે પગલે અંદેરી સ્ટેશન ઉપર ગયો, અને ટ્રેનમાં બેસી બોરીવલી આવ્યો, અને કયાં જવું તે વિચારમાં પડયો. તેને નજદીકમાં આવેલી એક રેસટોરંટ શોધી કહાડી

અને તેમાં જઇને એક અજાણ્યા માણસની સામે બેઠો તે માણસને તે પીછાણતો નહિ હતો તો પણ ચાહેના બે કપ મંગાવ્યા અને તેની સાથે દોસ્તી બાંધી વાતે વળગ્યો, અને તેને પુછ્યું કે તમે બાજુની ઝાડીમાં આવેલા ભેદી મકાન વિષે કંઇ જાણો છો? પેલા માણસે જે કંઈ જાણતો હતો તે કહ્યું અને લુકમાન તેનો આભાર માની ત્યાંથી ચાલતો થયો. તેને તે મકાન શોધવાની મહામુશ્કેલી નડી.

અંતે તે મકાન તેને દુરથી નજરે પડયું. જ્યારે મકાનની થોડે દૂર હશે એટલામાં તેના માથાંમાં કોઇએ લોખંડના સળીઆથી ઘા કર્યો અને તે બેસુદ્ધ થઇ જમીન ઉપર પડયો.

## પ્રકરણ—૧૫ મું.

જ્યારે ડીટેકટીવ કુતરાને પોતાનો સંદેશો આપી રાહ જોતો બેઠો હતો ત્યારે બાજુના ઓરડામાં કોઇનો અવાજ આવ્યો.

"એ બદમાશે પણ આપણા જાણીતા દોસ્ત મહમદનું સાન્તુ વિલ્લામાં ખૂન કર્યું હતું એટલે તેને તો ઠાર મારવોજ જોઇએ, એ બદમાશ પેલા ડીટેકટીવને મદદ કરવા આવી નીકલ્યો છે એવા ખબર આપણે મલી છે માટે હું એને અત્રે પકડી લાવું છું—"

"પણ અબદુલ જો જ્યારે તું દીવાલ ખસાડે ત્યારે તેની અગાઉ પેલા ડીટેકટીવને તપાસજે, જો એ જાગતો હોય તો એને પાછો ઠેકાણે લાવી દેજે, અને પછી દીવાલ ખસાડજે નહિ તો પછી એ જાણી લેશે."

આ વાત સમજી ડીટેકટીવે પોતાના હાથમાં જેમ ગમે તેમ રસી વીંટાળી લીધી અને પાછો જે જગાએ એ પડયો હતો ત્યાંજ જઇ બેશુદ્ધજ હોય તેમ પડયો—હવે પેલો અબદુલ અંદર આવ્યો અને ડીટેકટીવને એક કકડાવીને લાત મારી કે એ ઉઠે છે કે નહિ પણ ચાલાક ડીટેકટીવે જરા પણ હીલચાલ કરી નહિ.

પછી પેલા અબદુલે અંધારામાં કંઇ કર્યું તેથી પેલી દીવાલ ખસી અને પાછી તેવીજ રીતે તેના બહાર ગયા પછી બંધ થઈ ગઇ. મોટર ચાલુ થવાનો અવાજ આવ્યો, અને પછી કંઇજ અવાજ આવ્યો નહિ,

ત્યારપછી ડીટેકટીવ અંધારામાં ઉઠયો, તેને બે દીવસનું કાંઇ ખાધું પીધું ન હતું તેમજ તેને નીંદ્રા પણ નહિ આવી હતી એટલે તે નબળો થઈ ગયો હતો તો પણ અંધારામાં અફડાતો ઝીખાતો પેલી ખસતી દીવાલ આગળ આવી છુપાઈ રહ્યો કે જ્યારે અબદુલ પાછો આવે અને જેવી દીવાલ ઉઘાડે કે તે વખતે તેમાંથી છટકી જાય તેને પોતાનો કોટ તથા હથીઆર વગેરે લઈ લીધું અને અબદુલની રાહ જોતો બેઠો.

કેટલોક વાર થોભ્યા પછી બાજુના રૂમમાંથી કોઇના પગનો અવાજ સાંભલ્યો અને તે કોઇ પોતાની નજદીક આવતું હોય તેમ લાગ્યું, ત્યારે તે પોતાના મનમાં બબડયો કે "યા અલ્લા મારી બધી યુક્તિ પાકી પાણીમાં ગઇ," પણ નહિ, થોડીવારમાં મોટરનો પણ અવાજ આવ્યો, એક બાજુથી મોટર આવી અને દીવાલ ખસી અને બીજી બાજુથી કોઈ વ્યક્તિ આવી, પણ ડીટેકટીવ ઉતાવલથી બહાર તબેલામાં આવ્યો અને તેને જોયું તો પેલો સર પરસોતમના બદમાશ નોકરને લઈ આવ્યો. "ચાલ અબદુલ તું લુકમાનને લાવ્યો તો ઠીક થયું એની પાસેથી પણ કંઇ ભેદ મલશે." પેલી રૂમમાંથી આવેલી વ્યક્તિએ બહારથી આવેલી વ્યક્તિને ઉદ્દેશીને પુછયું. પણ ભાઈ મને રસ્તામાં એક વાઘ જેવા કુતરાએ ખૂબ હેરાન કર્યો, તેનાજ જેવો કુતરો એ જ્યારે પેલા ડીટેકટીવ ઉપર હલ્લો કર્યો હતો ત્યાંપણ હતો અને હમણા પણ તેવોજ હતો એટલે મેં તેની ઉપર ગોલી છોડવાનો વિચાર કર્યો પણ ગોલીના અવાજે કદાચ કોઈ દોડી આવશે કરી એ વિચાર મેં અમલમા નહિ મુકતા તેના ઉપર મેં મોટા પથરા ફેંકયા અને તેને મારેથી દૂર કર્યો અને મારી મોટર વેગપુર્વક મારી મૂકી કે રખે તે મારી પુઠ પકડે."

હવે રાત અંધારી હતી અને આ લાંબી વાતનો લાભ લઇ તે ડીટેકટીવ તબેલામાંથી બારણાને માર્ગે બહાર આવી એક ગીચ ઝાડીમાં ભરાઇ બેઠો પછી તેને આગલ થતી બીજી વાત સાંભળી—"પણ મહોબતસીંગ આપણા સરદારે કાલે સહવારના સાત વાગામાં પોતાના મકાન ઉપર હાજર રહેવા કહ્યું છે માટે હવે તું વહેલો પથારીમાં જઈ પડ."

આ વાત ચાલતી હતી અને જે જગ્યાએ ડીટેકટીવ છુપાયો હતો તે ઝાડીના પછવાડેથી કંઇ અવાજ આવ્યો તે અવાજ વળી જરા વાર શાંત પડયો અને પાછો કોઇનો દોડવાનો અવાજ આવ્યો. શેરશાહે પોતાની પીસ્તોલ હાથમાં લીધી અને દુશ્મન ઉપર હલ્લો કરવા તૈયાર રહ્યો.

હવે અંધારાને સબબે શું હતું અને કોણ આવતું હતું તે કાંઇ માલમ પડયું નહિ. અંતે તે ચીજ આગલ આવી લાગી હોય તેમ લાગ્યું આથી ડીટેકટીવ ભોંયપર ચત્તો સુઇ ગયો અને તે ચીજ શું અને કોણ છે તે જોવા આતુર બન્યો. થોડીવારમાં તેને જોયું તો પોતાનો નીમકહલાલ કુતરો શેરમંદ હતો.

ડીટેકટીવ તુરતજ ઉભો થયો અને પોતાના નાક ઉપર આંગલી મુકી અને તેને ચૂપ રહેવાની ઈસારત કીધી, અને તેઓ ફરીથી ઝાડીમાં છુપાઇ રહ્યા.

થોડીકજવારમાં ચેલા બેમાથી અબદુલ તબેલાની અંદર ગયો અને મહોબતસીંગ તાલુ મારવા બહારજ રહ્યો. તેણે તાલુ માર્યું અને પાછો ફરવા ગયો કે તરતજ તેના માથામાં કોઇએ સખ્ત ફટકો માર્યો તેથી તે તમ્મર ખાઇ ભોંય ઉપર પડયો. તેને તરતજ જાડી રશીથી બાંધી લીધો અને તેને ઝાડીમાં ઉંચકી લઇ ગયો અને તેને કલોરોફોર્મ સુંઘાડી દીધો કે જેથી તે કલાકો વેર તેવીજ હાલતમાં રહે.

આ કાર્ય કરનાર કોઈ નહિ પણ ચાલાક ડીટેકટીવ શેરશાહજ હતો ત્યારપછી શેરશાહે તેનો ડ્રેસ ઉતારી લીધો અને તેને બરોબર મહોબતસીંગના ખીસામાંથી એક બુરખો, ટોર્ચ અને રીવોલવર મળી. તેને પેલો બુરખો મોંહ ઉપર ચઢાવ્યો અને પોતાના કુતરાને ઘરે વિદાય કરી સવારની વાર જોવા લાગ્યો, અને તેને આખી રાત ઝાડીમાંજ કહાડી.

---

## પ્રકરણ—૧૬ સું.

જ્યારે સહવારના સાડા છ થયા ત્યારે ડીટેકટીવે ઉઠાવગીર મહોબતસીંગનો ડોળ ધારણ કરી ત્યાં તબેલા આગલ આવ્યો તેને પેલા મહોબતસીંગના ગજવામાંથી તબેલાની ચાવી મલી હતી તેનેથી તબેલો ખોલ્યો અને અંદરથા મોટર બહાર કહાડી.

થોડી વારમાં પેલી દીવાલ ખસી અને પેલો અબદુલ બહાર આવ્યો, આ જોઇ મહોબતસીંગ ઉર્ફે શેરસાહ તબેલામાં ગયો કારણકે ત્યાં અંધકાર હોવાથી તે તેનું મોંહ જોઇ શકે નહિ, "કેમ મહોબતસીંગ આપણે તો

પેલા ડીટેકટીવનું તો યાદજ રહ્યું નહિ ચાલ આપણે તેને જોઇએ કે તે મરે છે કે જીવે છે તે તો આપણે ભુલીજ ગયા"—ડીટેકટીવની નજર તેના હાથ ઉપરજ હતી તેને દીવાલની ફાટની અંદર આવેલી એક ભેદી ચાંપ દાબી આથી દીવાલ ખસી અને તેઓ બેઉ જણા અંદર દાખલ થયા.

તેઓએ ત્યાં જોયું તો ડીટેકટીવ નજરે નહિ પડયો આથી અબદુલ અજાયબ થઇ ગયો અને બોલ્યો કે 'અરે મહોબતસીંગ તેતો ગુમ થઇ ગયો હવે ડીટેકટીવે જોયું કે કંઇપણ ડોળ કર્યા વગર છુટકારો નથી, તેથી તેને આબાદ મહોબતસીંગના જેવો સાદ કહાડી અજાયબીમા આવી ગયો હોય તેમ બોલ્યો "શું ? શું ? તે ગુમ થઇ ગયા ? કોઇ દીવસ પણ એમ ન બને ચાલ બરોબર શોધ કર્યે." આટલુંજ બોલી તે ત્યાં સાથે સાથે શોધ કરવા લાગ્યો, પણ કંઇ વળ્યું નહિ.

આથી અબદુલ અજાયબ થઇ ગયો અને બોલ્યો કે "ચાલ સરદારને જલદી ખબર આપી દઇએ" અબદુલ તુરતજ બહાર આવ્યો તેની પુંઠ શેરસાહ પણ આવ્યો અબદુલે ગાડી ચાલુ કરી અને નકલી મહોબતસીંગે તેની બાજુમા જગ્યા લીધી તેઓ મઝગામ તરફ આવી પહોચ્યા અને એક ચાર માળવાળા મકાન આગળ મોટર થોભી.

તેઓ ત્રીજા માળ ઉપર ગયા, ત્યાં અબદુલે ત્રણ ટકોરા માર્યા પછી તેને નકલી મહોબતસીંગને કહ્યું કે તારા મોંહ ઉપરથી બુખો ઉતાર પણ તેણે તેમ નહિ કર્યું. અબદુલે વિચાર્યું કે તેને બુખો ઉતાર્યો હશે. અંતે બારણું ખોલ્યું અને તેઓ બે રૂમ વતાવી એક કાલા પડદાથી શણગારેલા ઓરડામાં દાખલ થયા ત્યાં ટેબલ આગળ ખુરસી ઉપર એક વ્યકિત બેસી કંઇ લખી રહી હતી તેના મોંહ ઉપર બુખો હતો, તે ઉંચો કદાવર તેમજ મધ્યમ વયનો હોય એમ લાગ્યું. નકલી મહોબસીંગે વિચાર્યું કે જે કંઇ અબદુલ કરે તે પ્રમાણે કરવું. તે અબદુલ કંઇપણ કર્યા વગર તે વ્યકિતના જમણા હાથ ઉપર એક ખુરસી ઉપર બેઠો આ જોઇ નકલી મહોબતસીંગ અબદુલની સામે એટલે પેલી ભેદી વ્યકિતના ડાબા હાથ ઉપર બેઠો. તેના ડાબા હાથ ઉપર એક બારી હતી તે ઉપર કાળો પરદો લતકતો હતો.

હજી અંધારૂં હોવાને લીધે સરદારની ટેબલ ઉપર ટેબલ લેંપ બળતી હતી અને કાળા પરદાને લીધે હજી રાત્રીજ હોય એમ ભાસતું, ત્યાં તેઓ બે મીનીટ ચુપ બેઠા પછી પેલી ભેદી વ્યકિત ઉર્ફે સરદારે એ બેઉ આવ-

નાર વ્યકિત ઉપર નજર કરીને નકલી મહોબતસીંગ તરફ નજર કરી તરતજ ચમકયો, જાણે તે ચેતી નહિ ગયો હોય કે તે મહોબતસીંગ નથી પણ ડીટેકટીવ શેરખાન છે, પણ નહિ, પેલો સરદાર અબદુલને ઉદેસીને બોલ્યો અબદુલ આજે તો મહારી સામે કાયદાનો ભંગ થયો છે આજે મહોબતસીંગે મોંહ ઉપરથી બુખો ઉતાર્યો નથી.

અબદુલે મહોબતસીંગના મોં ઉપર જોયું તો બુખો જેમનો તેમજ હતો. "કેમ મહોબતસીંગ ? મેં તને રૂમમાં દાખલ થવા આગમજ શું કહ્યું હતું કેમ શુદ્ધિ છે કે નહિ ?

અંતે મહોબતસીંગે મોંહ ઉપરથી બુખો ઉતાર્યો એટલામાં અબદુલે સરદાર સાથે વાત કરવા માંડી એટલે એઉનું ધ્યાન મહોબતસીંગ ઉપર ગયું નહિ. તે બોલ્યો કે–સરદાર સાહેબ આજે એક બહુજ દલગીરીના સમાચાર લાવ્યો છું.

"ચાલ વળી શું છે ?"

'સાહેબ આપણા બેઠી મકાનમાંથી ડીટેકટીવ શેરશાહ ગુમ થયો છે.'

'આ વાત ચાલતી હતી તે વખતે નકલી મહોબતસીંગે ખીસામાંથી સીગારેટ કાહાડીને ચેતાવી અને તેનો ખુબ ધુવો પોતાના મોંહ આગળ ઉડાર્યો.

"શું ? શું બોલ્યો ડીટેકટીવ ગુમ થયો છે ?' તમે બેઉ ગદ્ધા શું કરતા હતા ? જો તે ડીટેકટીવ આપણા હાથમાં પાછો નહિ આવે તો તમારો બેઉનો હું—' તે આટલુ બોલી એકદમ અટકી ગયો કારણ કે તે બાહોશ ઉઠાવગીરની નજર નકલી મહોબતસીંગ ઉપર પડી, તે તરતજ ચેતી ગયો હોય તેમ પોતાની બાંયમાં છુપાવેલી પીસ્તોલ બહાર કહાડી.

આ આગમજ બાહોશ ડીટેકટીવ ચેતી ગયો અને જાણી લીધું કે સરદારને ખબર પડી ગઇ, કે તે મહોબતસીંગ નહિ પણ શેરશાહ છે. તેથી સરદારની આગમજ તેને પોતાની પીસ્તોલ ટેબલ લેંપ ઉપર ટાંકીને મારી આથી લેંપના ટુકડે ટુકડા થઇ ગયા. અને આખા ઓરડામાં અંધકાર થઇ રહ્યો આ તકનો લાભ લઇ ડીટેકટીવના દાબા હાથ ઉપર આવેલી બારીમાંથી તે બહાર પાલી ઉપર આવ્યો અને તેની બાજુમાં આવેલા નળ ઉપરથી તે સડસડાત નીચે ઉતરી ગયો અને જ્યાં પેલી મોટર ઉભી હતી ત્યાં જઇ તેમાં ચઢી બેઠો અને ત્યાંથી તે અદ્રશ્ય થઈ ગયો.

એટલામાં સરદાર તથા પેલો અબદુલ નીચે આવી પહોચ્યા, અને પોતાની મોટર પોતાની દ્રષ્ટિ આગળથી અદ્રશ્ય થઇ જતી જોઈ તેઓએ આમ તેમ નજર ફેરવી પણ એટલામાં કયાંએ બીજી મોટર નહતી. અબદુલને તો સુધ્ધિ પણ ન હતી કે આ શું બન્યું પણ પછી જ્યારે તેને ખબર પડી ત્યારે તે અજાયબીમાં ગરકાવ થઇ ગયો.



## પ્રકરણ—૧૯ મું.

જ્યારે લુકમાન શુદ્ધીમાં આવ્યો ત્યારે તેને જોયું તો પોતે એક વેગપુર્વક ચાલતી મોટરમાં હતો. તેને પાછલી સીટમાં હાથ પગ બાંધીને જેમ એક હેવાનને નાંખે તેમ નાંખવામાં આવ્યો હતો. તે મોટરની આગલી સીટ ઉપર બે વ્યક્તિ બેઠી હતી અને કંઇ મંદ મંદ વાતો કરતી હતી. લુકમાને વિચાર્યું કે જો હું જાગ્રત થયો છું એમ જાણશે તો પાછો મને તેઓ બેસુદ્ધ બનાવશે એવા વિચારે તે આંખ બંધ રાખી હવે શું બને

તે જોવા આતુર બન્યો તેઓની મોટર ખૂબ વેગપુર્વક મુંબઈ વતાવી પરામાં દોડતી હતી. કોઈને કંઇ માલુમ ન પડે એ માટે મોટર ઉપર ધમણ નાખવામાં આવ્યું હતું. લુકમાનને ખબર ન હતી કે તેઓની મોટર કયાં દોડે છે, કારણ કે તેને સીટ ઉપર નહિ નાખતાં સીટની નીચે નાખવામાં આવ્યો હતો આખરે કંઇક કલાકો સુધી દોડયા પછી અંતે તે મોટર થોભી તેમાંથી બેઉ બદમાશ ઉતરી પડયા અને આજુબાજુ જોવા લાગ્યા ત્યાં કોઇ નહી હતું એમ તેઓએ ખાત્રી કર્યાં પછી લુકમાન આગલ આવ્યા. "ચાલ ઉઠાવ એ હરામખોરને" 'પણ પહેલે તે રસ્તો મોકળો કર' તે અબ્દુલ ત્યાંથી ચાલતો થયો ત્યાંથી થોડાક પગલાં ચાલ્યા પછી તેને ચોમેર નજર ફેરવી પછી તેને એક મોટા વડના ઝાડથી ત્રણ કદમ આગલ ચાલી તે બે કદમ જમણી તરફ વલ્યો અને તે ભોંય ઉપર બેસી જઈ પોતાના ખીશામાંથી ખંજર કાઢી તેને રસ્તો ખોદવા માંડયો આ બધું લુકમાન જોયા કરતો હતો તેને થોડાક ઉંડો ચાર ફુટ જેટલો ચોરસવાર ખાડો ખોદયો અને એક ભેદી દ્વાર (બારણું) ખોલ્યું અને તેને તેમજ પડતું મેલી મહોબતસીંગ નજદીક આવ્યો. "ચાલ હવે એને ઉઠાવ" તેઓએ બે જણ મલી લુકમાનને ઉંચકયો અને પેલા ભેદી દ્વાર આગળ આવી નીચે સીડી ઉતરી તેઓ અંદર આવ્યા ત્યાં ખુબ અંધારૂ હતું તેથી અબદુલે ખીસામાંથી ટૉર્ચ કહાડી અને તેની મદદથી આગલ ચાલવા માંડયું. થોડા વારમાં બેઉ જણા થાકી ગયલા હોવાથી લુકમાનને નીચે ભોંય ઉપર મૂકી દીધો અને બેઉ જણા જરા વાર વિસામો લેવા ઉભા.

"ચાલ કામ ફત્તેહ થયું એક ગયો તો ગયો પણ બીજો તો આવ્યો ?"

"જા જા, તે કયાં ને આ કયાં તે એક બાહોશ ડીટેકટીવ અને આ તો નીચ નોકર."

આ સમજી લુકમાન ચમકયો અને તેને વિચાર્યું કે જો શેરશાહ છુટો હશે તો હું પણ જરૂર છુટીશ. તે આ વિચાર કરતો હતો એટલામાં તે બદમાશોએ તેને ઉંચકયો અને ત્યાંથી પાછું આગલ વધવા માંડયું. તેઓ બીજો પા એક કલાક ચાલ્યા પછી એક ઉજાસ વાલી જગ્યે આવ્યા અને સીડી ચઢી ખુલ્લી જગ્યામાં આવ્યા. લુકમાને જોયું તો તેને એક કીલ્લો નજરે પડયો તે કીલ્લો તદન પડતલ હાલતમાં હતો તેઓએ પાછો લુકમાનને ભોય ઉપર મુકયો અને પાછા કંઈ વાતમાં પડયા ત્યારે લુકમાને ચારે બાજુ પોતાની દ્રસ્તી ફેરવી જોયું તો ચોમેર ખુલ્લુ આકાશ દીસયું,

આથી તે ગભરાયો તેનું કારણ એજ કે તેને છુપે માર્ગે એક ટાપુ ઉપર લાવી નાંખ્યો હતો તે છુપો માર્ગ તેઓએ નદીની તલેટીમાંથી બનાવ્યો હતો. અને એ માર્ગ લડાઇના વખતમાં જયારે આ કિલ્લો વપરાતો હતો ત્યારે દુશ્મનથી બચવા બનાવ્યો હતો. તે લડાઇ પછી આ કિલ્લાની કોઇને જરૂર નહિ જણાઈ તેથી તે પડતલ થઇ પડયો. તે નદીની આજુબાજુ હાલમાં જંગલી જાત વસવાત કરી રહી હતી અને તેઓ એમ માનતા કે આ કિલ્લામાં ભૂત છે કારણ કે કોઈ કોઇ વખતે ત્યાં માણસોના હીલચાલ નજરે પડી હતી, કોઈ કોઇ વખત તો ભયંકર કીકીયારી પણ સંભલાતી હતી એમ એ લોક કહેતા, પણ ખરે ! તેઓ 'જંગલી તે જંગલીજ' તે બીચારાઓને શું ખબર કે તે તો ઉઠાવગીરોનું ધામ છે. આવા ભૂત ડાકણના ખ્યાલથી ત્યાં કોઈ જવાની હીંમત પણ નહિ કરતું. હવે તેઓ લુકમાનને ઉપાડી કીલ્લામાં લાવ્યા તેઓ એક એક પછી એક્કા ભયાનક ઓરડા વતાવી લુકમાનને એક ઓરડામાં નાખ્યો અને મહોબતસીંગને તેની સંભાલ રાખવા કહી તે અબદુલ છુપે માર્ગે પેલી મોટર આગળ પાછો ફર્યો પણ ત્યાં તેને પોતાની અજાયબી વચ્ચે જોયું તો મોટર ગુમ થઈ ગઇ હતી.

---

## પ્રકરણ—૧૮ મું.

હવે આપણે ડીટેકટીવ શેરશાહની વાત કરૂેં. જેવો ડીટેકટીવ સરદારના ઘરમાંથી ઉઠાવગીરોની મોટર લઇ નાઠો હતો પછી તેને પોતાની મોટરને વલાણ આપી તે એક હોટલ આગળ ઉભી રાખી ત્યાં પેટ ભરતો નાસ્તો કરી તે પાછો બહાર આવ્યો અને તે મોટર ત્યાંજ રાખી તે પગે ચાલતો સરદારના ઘર આગલ આવ્યો, એટલામાં એને જોયું તો એક વ્યક્તિ સરદારના ઘરની સીડી ઉપર ચઢયો આ વ્યક્તિને ડીટેકટીવે મહોબતસીંગ તરીકે તુરતજ પીછાની લીધો, શેરશાહ તરતજ ચેતી ગયો કે પોતાની શું દશા થઇ હતી તે સરદારને કહેવા આવ્યો હશે. તે ઉતાવલે પગથે ચઢી ગયો, તેને જોઇ શેરશાહ પણ તેની પુઠે ગયો. તે મહોબતસીંગ જેવો ત્રીજે માલે પુગ્યો ત્યારે તેને બારણા ઉપર ત્રણ ટકોરા માર્યા, ડીટેકટીવ તેની અંદર જવાની રાહ જેતો ત્યાંજ થોભ્યો, અંતે તે અંદર ગયો પછી

ડીટેકટીવ ઉપર ગયો અને બારણું કાન દઇ મહોબતની વાત સમજવા લાગ્યો "આતો મહોબતસીંગ આવ્યો કેમ મહોબત તને શું થયું.

ત્યાર પછી મહોબતસીંગે શું શું બન્યું હતું તે બધું કહ્યું અને પોતાની હાલત કેવી થઈ પડી હતી તે પણ કહ્યું. આથી સરદારે ડીટેક-ટીવના વખાણ કર્યા અને બોલ્યો કે 'કંઇ નહિ અબદુલ ઘરે આવેલો વાઘ આપણા હાથમાંથી છુટી ગયો પણ ફીકર નહિ તમે પેલા નોકર લુકમાનને હમણાજ આપણા કીલ્લા તરફ લઇને ઉપડી જાવ અને ખુબ સંભાલજો કે કોઈની નજર નહિ પડે'. આ બધું બોલતું સાંભળી ડીટેકટીવ નીચે ઉતરી ગયો અને જ્યાં પેલી મોટર હતી ત્યાં ગયો તેવામાં કોઇએ તેને હાંક મારી.

'કેમ શેરશાહ તમે હમણા કયાં છો? કંઇ લાંબે વખતે જણાયા ?"— શેરશાહે જોયું તો પોતાનો એક જાની મીત્ર હતો અને તે ઘણેજ લાંબે વખતે મલ્યો 'હો હો અબ્બાસમીયા તું મલ્યો તે બહુજ સારૂં થયું, ચાલ તારૂંજ કામ છે.'

"હો અબ્બાડી તૈયારજ છું જે ફરમાવો તે કરૂં."

"જો હું આ મોટરની પાછલી સીટની અંદર સૂઈ જાવું છું અને તું ફકત સીટની ઉપર ગાદી બરોબર ગોઠવી દેજે અને પેલા ચાર માલવાળા મકાન, જો અહીંથી પાંચમું ઘર છે. ત્યાં તને મોટર લઇ જવાની અને ત્યાંજ ઉભી રાખવાની છે." આ મીત્ર ડીટેકટીવને સારી રેવેસે પીછાણતો હતો અને તે તુરતજ આ ડીટેકટીવની ચાલાકી ચેતી ગયો. ડીટેકટીવ તુરતજ તે સીટ ઉપાડી તેમાં સૂઇ ગયો અને પેલાને જે ફરમાવ્યું હતું તેમ કર્યું, પેલી મોટરને ત્યાં ઉભી રાખી તે ત્યાંથી પલાયન થઇ ગયો. ફકત થોડીકજ વારમાં સરદારના ઘરમાંથી બધો બંદોબસ્ત કરી અબદુલ તથા મહોબત એક ટેક્ષીની શોધમાં આવ્યા, પણ તેઓએ અજાયબી વચ્ચે જોયું તો પોતાનીજ મોટર ત્યાં ઉભી હતી. પણ કંઇ બન્યું ન હોય તેમ તેમા બેઉ જણા આગલી સીટ ઉપર બેસી ગયા અને તેઓએ બોરીવલી તરફ પોતાના ભેદી મકાન તરફ હંકાર્યું. તેઓએ બોરીવલીથી લુકમાનને મોટરમાં લેવાનો હતો. તેઓ બોરીવલી આવ્યા અને બેઉ જણા મોટર ત્યાંજ ઉભી રાખી લુકમાનને લેવા ગયા. આ તકનો લાભ લઇ ડીટેકટીવે પોતાના ખીસા-માંથી પીસ્તોલ કહાડી જરા ઉંચી કરી પીસ્તોલની નલીથી તે સીટને દમ લેવાય એટલી ઉંચી ટેકવી રાખી. ત્યાર પછી પેલા બેઉ જણા લુકમાનને

લેઇ આવ્યા અને પાછલી સીટની નીચે એટલે કે જ્યાં આપણા પગને મુકયે છે ત્યાં મુકયો કારણ કે જો સીટની ઉપર મુકે તો આવતા જતાની નજર પડે, ત્યાર પછી ધ્રમણુ નાખ્યું અને મોટરને પેલા ભેદી કીલ્લા તરફ હાંકી મુકી અને તે મોટર કયા આવીને અટકી અને ત્યાર પછી શું કર્યું અને શું થયું તે આગળ વાંચી આવ્યા છીયે. મોટર અટકી ત્યારે તેઓ લુકમાનને ઉપાડી પેલા ભેદી માર્ગમાં મોટર ત્યાંજ રાખી અંદર ગયા ત્યાર પછી સીટની નીચે છુપાયલા ડીટેકટીવે ખાત્રી કીધી કે એ લોકો ત્યાંથી કેઠે ગયા છે ત્યારે તે સીટ બાજુમાં ખસાડી બહાર આવ્યો અને તેને દુરથી પેલા ભેદી માર્ગના દરવાજાને જોઈ લીધો. તે ચાલાક ડીટેકટીવને માલમ નહિ હતું કે તેની મોટર કયાં છે, કારણ કે તે સીટની નીચેજ કલાકોવેર પડી રહ્યો હતો. તેને જરા પણ નહિ થોભતા જે રસ્તે આવ્યા હતા તે રસ્તે મોટરને વલાણુ આપી તે રસ્તાને તપાસતો તપાસતો આગળ વધ્યો રસ્તાની બરોબર વચ્ચે એજ મોટરના ટાયરના નીસાન હતાં તે જોતો જોતો કયું ગામડું અથવા કયું શહેર આવે છે, ત્યાં પુછપરછ કરી પોતાને મકાને જાય એવી આશાથી તે અંતે એક વસ્તીવાળા વિસ્તારમાં આવી પહોંચ્યો. તેને ત્યાં એક પાટ્યા ઉપર "કલ્યાન કોલડ્રીંક હાઉસ" નું લખેલું પાટ્યું વાંચ્યું, આથી તે ચેતી ગયો કે તે એકદમ મુંબઇ છોડી કલ્યાન તરફ આવી ચઢયો હતો. તેને તે મોટરને તે દુકાન આગલ થોભાડી અને પોતે કયે રસ્તે આવ્યો હતો તે જોતો જોતો તે દુકાનમાં જઇ એક ગલાસ અંગુરી શરબત મંગાવી તે ઠંડો થવા બેઠો. તેને તે દુકાનમાં બેઠા બેઠા વિચાર કર્યો કે તે જે રસ્તે આવ્યો હતો તે રસ્તો તેને બરાબર ધ્યાનથી જોઇ લીધો હતો અને મોટરને કયાં થોભાડવામાં આવી હતી તે પણુ તેને યાદ રાખ્યું હતું. અંતે તે પોતાનું ગ્લાશ પુરૂં કર્યા પછી મુંબઇ જવા માટે પોતાની મોટરમાં જગ્યા લીધી. મુંબઇ જઈ પુગ્યા પછી તેને પોતાના સાથી સલીમની ખબર કહાડી તેને જણાવવામાં આવ્યું કે તે એકસીડંટ થવાથી હોસપીટાલમાં પડયો હતો. તેથી તેને મલવા માટે તે હોસપીટાલમાં ગયો. તેને મલ્યા પછી તે પોતાને મકાને ગયો ત્યાં તેને પોતાના નીમકહલાલ કુતરાને બેઠેલો જોયો. તે ડીટેકટીવને ત્રણ ત્રણ દીવસની ઉંઘ તેમજ ભૂખ હોવાથી પોતાને ગમતું ખાઈ પી અને આશા એશ લેવાનો વિચાર કરી તે પથારીમાં પડયો. બીજે દીવસે સવારના તે પેલીજ મોટર લઇ પોલીસ સ્ટેશન ઉપર ગયો અને કંઇજ બન્યું ન હોય

તેમ પોતે ચખુચાર પોલીશ ડીટેકટીવને લઇ પેલીજ મોટરમાં ફરવા નીકળ્યો અને ત્યારપછી રસ્તામાં તેઓ ક્યાં જઈ રહ્યા હતા તેમજ શું શું બન્યું હતું તેનેથી માહિતગાર તેમને કર્યા. આથી તેઓ બધાએ તેની હુસ્યારીની વખાણુ કર્યા.

અંતે તેઓ કલ્યાન આવી પહોંચ્યા. ત્યાં પોલીસ સ્ટેશન ઉપર જઇ ત્યાંના ઇન્સપેકટરને મળ્યો અને કહ્યું કે હમે ચોક્કસ જગ્યા ઉપર દરોડો પાડવા માંગ્યે છીએ. એમ કહી તે ઇન્સપેકટરને પોતાની વાત કહી સંભલાવી આથી ઇન્સ્પેક્ટરે તુરતજ તેની સાથે આવવાની આજીજી કરી. ડીટેકટીવે તે વાત કબુલ રાખવાથી ઇનસ્પેકટર દશ પોલીશ કોન્સટેબલ સાથે આવવા કબુલ થઇ ગયો. ત્યાર પછી તેઓએ શું શું કરવું તેનો વિચાર થોડોક વખત કર્યા પછી થોડા વખતનો વિસામો લઈ ત્યાથી પેલી છુપી જગ્યા ઉપર જવા નીકલી પડયા.



## પ્રકરણ—૨૯ મું.

અંતે તે બહાદુર ડીટેકટીવ પોતાના સાથીઓની સાથે તે જગ્યા ઉપર આવી પહોંચ્યો અને પેલો છુપો માર્ગ શોધવા લાગ્યા અને અંતે તે છુપા માર્ગને સેધી કહાડયો. હવે આપણે પેલા અબદુલે શું કર્યું તે જોઇએ તેને જ્યારે જોયું કે મોટર ગુમ થઈ ગઈ એટલે તે મનમાં સમજી ગયો કે કોઇએ પણ હમારા ઉપર છુપી નજર રાખી હશે અને તેને આપણો છુપો માર્ગ જોઈ લીધો હશે, તેથી તે ગભરાટનો માર્યો પાછો મહોબત-સીંગ આગળ છુપે માર્ગે જઇ પહોંચ્યો અને પોતે શું જોયું અને તેથી તેને શું વિચાર આવ્યો એ કહિ સંભળાવ્યું. આ વાત સાંભળી મહોબત-સીંગ ગભરાટમાં પડયો કે હવે શું કરવું, સરદારને આ વાતની ખબર પણુ કેમ આપે? કારણુ કે તેઓ પાસે મોટર પણ નહિ હતી, એટલે બેઉ જણા નાચાર થઈ પડયા. અને હવે શું કરવું તેની યુક્તિ કરવા વિચારમાં પડયા.

અંતે મહોબતસીંગને એક વિચાર સુઝ્યો તે અબદુલને લઇ કિલ્લાના ભોંયરામાં ગયો, ત્યાંથી તેને જેટલો દારૂગોલો હતો એટલો તે બધો સામટો કરી તેમાં જાત જાતની ચીજો મુકી તેનો એક ભયંકર બોંબ બનાવ્યો અને તેની સાથે એક વાયરનું જોડાણુ કર્યું અને તે બોંમ્બથી પેલા બેઠી

માર્ગને ઉરાડી મુકવાનો વિચાર કર્યો, અને વાયરના એક છેડાને કિલ્લામાં રાખ્યો કે તેઓ ત્યાં બેઠા બેઠા તે વાયર સળગાવી નદી માર્ગે છટકી જવાનો વિચાર કર્યો અને તેવીજ રીતે બધી તૈયારી કીધી.

એટલામાં ત્યાં ભેદી માર્ગને રસ્તે કોઇનો ચાલવાનો અવાજ તેઓના કાને પડયો. તેઓને લાગ્યું કે એક કરતા જાસ્તી માણસો આવી રહ્યાં છે, તેઓએ તુરતજ પેલો વાયર સળગાવ્યો અને નદી તરફ ન્હાસવા માંડયું અને બીચારા લુકમાનને તેવીજ હાલતમાં નાંખી ગયા. હવે આપણે ડીટેક-ટીવની તરફ નજર લંબાવ્યે. જ્યારે તેઓએ ભેદી દરવાજો શોધ્યો કે તેઓ ખૂબ સંભાળથી અંદર ઉતરવા માંડયું પણ અંદર ખૂબ અંધકાર હતો એટલે ડીટેકટીવે પોતાની ટોર્ચ લાઇટ સળગાવી અને આગેકુચ કરવા માંડી.

તેઓ અફળાતા ઠોકાતા લગભગ પંદર મીનીટ એક સરખું ચાલ્યા, એટલામાં બધાને કંઇ ચીજ બળતી હોય એવો વાસ આવ્યો એટલામાં ડીટેકટીવની નજર કંઇ ચકચકીત ચીજ ઉપર પડી તેથી તે ઝડપથી તે ચીજની નજદીક ગયો અને જુએ છે તો ત્યાં એક વાયર બળી રહ્યો હતો તેને મોટેથી બૂમ પાડી "અરે આપણું હવે આવી બન્યું, આપણે અત્રે આવ્યા છીએ તેની ખબર તેઓને પડી ગઇ છે તેઓએ આપણને મારી નાખવા માટે અત્રે બોમ્બ ગોઠવ્યો છે, પણ તે બોમ્બ કયાં હશે તે આપણે કેમ જાણ્યે ?" તેને ચો તરફ પોતાની લાઇટ ફેરવી પણ કંઇ ચીજ નજરે પડી નહિ અંતે તેને સમયસુચકતા વાપરી પોતાના ખીસામાંથી છરી કાઢી તે વાયર જ્યાંથી સળગી રહ્યો હતો ત્યાંથી કાપી નાખ્યો અને તેને બોમ્બથી છુટો કર્યો આ જોઇ બધા અચરત પામ્યા અને ડીટેકટીવનો સર્વ કોઇએ ઉપકાર માન્યો કારણકે બધાજ મોતના ડાચામાં આવી પહોંચ્યા હતા પણ બાહોશ ડીટેકટીવની ચાલાકીથી સર્વ કોઇ બચી જવા પામ્યું.

ડીટેકટીવે હવે બધાને ઉતાવળ કરવા કહ્યું કારણકે આ કાવતરું કર્યા પછી ઉઠાવગીરો નાસી છુટશે. અંતે ખૂબ ચાલ્યા પછી ખુલ્લી જગ્યામાં આવ્યા ત્યાં તેઓની નજર કીલ્લા ઉપર પડી અને તેઓ ત્યાં જઈ પહોંચ્યા અંતે તેઓ કીલ્લામાં દાખલ થયા.

જેવા તેઓ કીલ્લામાં દાખલ થયા ત્યાં કોઇનો અવાજ આવ્યો તેઓએ બધાએ કાન ઉંચા કરી સાંભળવાની કોશેશ કરી ત્યાં તેઓના કાન ઉપર ખુલ્લો અવાજ આવ્યો તે કંઈ કમલીને બોલી રહ્યો હતો તેઓ જે તરફથી

જે અવાજ આવતો હતો તે તરફ દોડયા અને ત્યાં તેઓએ સમજ્યું 'અરે કોઇ મને બચાવો' તેઓ છેક નજદીક જઇ પહોંચ્યા અને જુએ છે તો એક માણસ જમીન ઉપર પડી બૂમાબુમ કરતો હતો તેની નજદીક જઈ જોયું તો તે લુકમાન હતો એમ ડીટેકટીવે જાહેર કર્યું તેઓએ તેને બંધન અવસ્થામાંથી છુટો કર્યો પછી તે લુકમાન સારી હાલતમાં આવતાં બોલ્યો કે તે ઉઠાવગીરો નદી માર્ગે પલાયન થઈ ગયા છે.

ડીટેકટીવ નદી તરફ તુરતજ દોડયો અને ત્યાં જઇ જોયું તો કંઈ પણ નીસાન જણાઇ નહિ, એટલે તેને વિચાર્યું કે તેઓ ખુબ દૂર નીકળી ગયા હશે માટે તે પાછો કીલ્લા તરફ ફર્યો.



## પ્રકરણ—૨૦ મું.

હવે આપણે કીલ્લામાંથી નાહસી છુટેલા બદમાશો તરફ નજર લંબાવ્યે તેઓ જેવા કીનારે આવ્યા ત્યારે તેઓ ખૂબ ઝડપથી દોડવા લાગ્યા અને તેઓ કોઇના ઘર આગળ એક મોટર ઉભી હતી તેઓ તેમા ચઢી બેઠા તે મોટરના માલીકે આ બનાવ જોઇ 'ચોર ચોર'ની બૂમ પાડી પણ બધું ફોકટ.

તે જીવ ઉપર આવી ગયલા ઉઠાવગીરો કોઇની પણ દરકાર કર્યા વગર પુર ઝડપે કલ્યાન તરફ હંકારી મુકયું અને ત્યાં એક દુકાનમાંથી સરદાર ઉપર ફોન કર્યો અને આ બનાવની ખબર આપી. સરદારે તેઓને વલતા જવાબમાં જણાવ્યું કે હું અત્રેથી આપણી ટોલીના માણસો સાથે આવું છું તમે બેઉ જણા ત્યાં પાછા જઇ તેઓને કંઇ પણ વધું કરતા અટકાવો તેઓ બેઉ જણ પાછા પેલી મોટરમાં ગયા અને નદી કીનારે જ્યાં તેઓની બોટ પડી હતી તેમા બેસી પાછા કીલ્લા તરફ આવી પહોંચ્યા. હવે બીજી બાજુ ડીટેકટીવે પોતાના સાથીઓને તે કીલ્લાની ઝડતી લેવા જણાવ્યું. તેમજ પોતે પણ તેમ કરવા માંડયું ત્યાં તેઓએ કીલ્લાનું ભોયરૂં શોધી કહાડયું અને ત્યાં દીલમાં કંપારી છુટે એવા દેખાવો જોયા. ત્યાં દીવાલ ઉપર સાંકલથી બાંધેલા માણસોના હાડપીંજરો લટકતાં હતાં તેમજ કેટલાક તુટીને જમીન ઉપર પડયાં હતાં, તેમાં કેટલાક તો જીવતા માણસો હતાં તેઓ પણ ભૂખમરાથી મરણતોલ સ્થીતીમાં હાડપીંજર જેવાજ થઇ રહ્યા હતાં. તેઓએ આ નહિ જોઇ શકાય એવો દેખાવ

પોતાની નજરથી તુરતજ દુર કર્યો અને બધાને છુટા કર્યા તેમાં તુરતજ ડીટેકટીવની નજર એક ઓરત ઉપર પડી તે ઓરતે એઓને જોઇ એક મોટી ચીસ પાડી. શેરશાહે તે ઓરતને તુરતજ નીચે ઉતારી તે ઓરત કોઇજ નહી પણ આપણી વાર્તાની હીરોઇન શાન્તુજ છે એમ ડીટેકટીવે જાહેર કર્યું. તેની હાલત પણ થોડાક દીવસમાં મરી જાય તેવી થઇ ગઇ હતી. જેઓ જીવતા હતા, તેઓએ આ લોકોને જોઇ બુમ બરાડ કરી મુકયું. આ ધમાલમાં પડયા હતા. એટલામા કોઇનો પાછળથી અવાજ આવ્યો—"ચલાવ બધા જણા હાથ ઉંચા કરો હમે તમારો પણ એવોજ હાલ કરવા અત્રે આવી પુગ્યા છીએ, જો કોઇએ પણ જરાકપી હીલચાલ—"

એટલામાં એક પોલીશ કોન્સટેબલે પોતાની પીસ્તોલ તરફ હાથ લંબાવ્યો પણ 'ધડાક' કરી એક અવાજ થયો અને તુરતજ તે ગરીબ બાપડો પોલીશ ઢગલો વળી એક કારમી ચીસ સમેત જમીન ઉપર પડયો. તુરતજ બધા પોલીશ કોન્સટેબલ તેમજ ડીટેકટીવ અને ઇન્સપેકટરે આ બનાવ જોઇ તેઓનો આવો હાલ નહિ થાય કરી તુરતજ તે બદમાશોના ચેતાવ્યા મુજબ હાથ ઉંચા કર્યા, ડીટેકટીવે તેમજ પોલીશ ઇન્સપેકટરે તુરતજ આ બેઉ બદમાશોને એકને અબદુલ તેમજ બીજાને મહોબતસીંગ તરીકે તુરતજ પીછાણી લીધા.

"જા અબદુલ તું બધાની પીસ્તોલ તારે સ્વાધીન લઇ લે હું તેઓને આ મારી બેઉ પીસ્તોલથી અટકાવી રાખીશ"

ફરમાવ્યા પ્રમાણે અબદુલે ઝપાઝપ બધાની પીસ્તોલ લેવા માંડી. "હું ફરીથી બધાને ચેતાવું છુ કે જો કોઇ પણ—

'ધડાક' તેનું બોલવાનું અધુરૂંજ રહ્યું કારણકે તેજ વખતે ડીટેકટીવે અબદુલને રોકાયલો જોઇ તે તકનો લાભ લઇ તે બદમાસ અબદુલ ઉપર ગોળી છોડી "ધડાક ધડાક ધડાક" ચાલુ પીસ્તોલમાંથી અવાજો આવ્યા તે બદમાશના હાથમાં બે પીસ્તોલ હતી તેમાંથી તેને આંખ વાંચી ડીટેકટીવ ઉપર ગોળી છોડી ડીટેકટીવના માથાની પાસેથી અવાજ કરતી ગોળી પસાર થઇ ગઇ તેમજ એક ગોળી તે ડીટેકટીવના પીસ્તોલવાળા હાથમાં લાગી અવાજ સમેત પીસ્તોલ જમીન ઉપર પડી, પણ હજી વધુ ગોળી છોડે તે આગમજ બહાદુર પોલીશ ઇન્સપેકટર તે બદમાશ તરફ ધસી ગયો અને તેને લમણામાં એક એવો મજબુત મુક્કો લગાવ્યો કે તે બદમાશ ગાળના બદ શબ્દ

ઉચ્ચારતો જમીન ઉપર પડયો તુરતજ બધા સીપાઇઓ તેની ઉપર ધસી ગયા અને તેને બેડીથી જકડી લીધો.

હવે બીજી તરફ બીજી બાજુ સરદાર પોતાની ટોળીના બધા માણસો સાથ પેલા છુપા માર્ગ આગળ આવી પહોંચ્યો અને તે છુપા માર્ગનું દ્વાર ખોલી અંદર ચાલવા માંડયું, તેઓ બધા છુપા માર્ગમાંથી રાત દીવસ પસાર થયલા હોવાથી તેઓને બતીની કાંઇ જરૂર હતી નહિ, માટે તેઓએ બતીની મદદ વગર ધસારાબંધ ચાલવા માંડયું, હવે તેઓ જ્યાં પેલો બોંમ્બ પડયો હતો ત્યાં આવી પહોંચ્યા.

એટલામાં તેઓની ટોળીના એક માણસનો પગ બોંમ્બ સાથે અથડયો આથી બોંમ્બ સામેની દીવાલ સાથે જોરથી અથડાયો આમ અથડાતાની સાથે એક મ્હોટો ધડાકો થયો અને તે ધડાકાની સમેત તે છુપા માર્ગના કુડચે કુડચા ઉડી ગયા અને તે સાથે સરદાર તથા તેના બધા સાથીઓની ત્યાં જીવતી કબર થઇ ગઇ

કહેતી છે કે "ખાડો ખોદે તે પડે" અને તેવુંજ થયું તેઓએ બીજાનો જાન લેવા બોંમ્બ ગોઠવ્યો હતો પણ ઉલટું તેઓનાજ સરદારનો તથા તેનાજ આદમીઓનો જાન ગયો.

હવે બીજી બાજુ ડીટેકટીવ સાન્તાને ઉપાડી તેમજ મહોબતસીંગને કેદી બનાવી તેઓ જે વખતે બહાર આવ્યા તેજ વખતે આ ધડાકો થયો પણ તે ધડાકો કયાં થયો તેની કોઇને સમજ પડી નહિ, પણ તે વાતને પડતી મેલી તે છુપા માર્ગને રસ્તે બહાર નીકળવા આવ્યો પણ ત્યાં જુએ છે તો તે માર્ગ ચુરે ચુરો થઇ ગયો હતો. જાણે ત્યાં ધરતીકંપ થયો હોય તેવો દેખાવ ત્યાં થયો હતો, આખરે ડીટેકટીવ તે બધા સાથે બોટમા બેસી કલ્યાણ ગયો અને ત્યાંથી તે મારતી મોટરે મુંબઇ ગયે, અને બીજે દીવસે પેલા મહોબતસીંગને કોર્ટમાં ઉભો કયો અને કોર્ટમા તેની પાસે બધી વાત માગી લીધી અને તેને બધી વાત નીચે પ્રમાણે કોર્ટમાં રજુ કરી.



## પ્રકરણ—૨૨ મું.

જ્યારે મહોબતસીંગે જોયું કે હવે બધું ખલાશ થઇ ગયું છે તો પછી હુસ્યારી મારેલી નકામી છે માટે બધું કહી દેવાની હીંમત કીધી. તેને મેજીસ્ટ્રેટ આગલ કહ્યું કે હુ પહેલે એક મીલ કામદાર હતો અને ત્યાં મે સારી નોકરી કેટલાક વરસ બજાવ્યાથી ત્યાં મને વિવીંગ માસ્તરનો જગ્યા મળી

હતી અને હું તેમજ મ્હારા બચ્ચાં છોકરાં સાથે સુખી હતો. પણ એક બદબખ્ત દીવસે હું રાત પાલી મીલમા જતો હતો એટલામા એક ગરીબ માણસ ભીખારી જેવી અવસ્થામા મારી પાસે આવી મને મુસલમાની ભાષામા કહેવા લાગ્યો કે 'એ ભાઇ તુ ખરો દયાળુ હોય તો મને મદદ કર.' હું સમજ્યો કે એને કંઇ પૈસા ખાવા માટે જોઇતા હશે આમ વિચાર કરતો હતો એટલામા તેને બોલવાનું પાછું શરૂ કર્યું 'ત્યાં મ્હારો ભાઇ ભુખમરાને લીધે બાહોશ થઇ ગયો છે માટે એને ઉચકી ઘર લઇ જવા મુજ ગરીબને મદદ કરશો તો અલ્લામીયા તમોને મદદ કરશે.' મને દયા આવી તેમજ મને મીલમા જવાનું મોડું ન થયું હતું એટલે એ વાત ખરી માની હું તેની સાથે ગયો. તે મને ખુબ ખુબ દૂર લઇ ગયો પછી એક અંધારી ગલીમા આવ્યા પછી સામેથી કોઇ બે સખસ આવી રહ્યા, હજી હું વિચારમાં લોટાયલો હતો કે હજી કેટલું દૂર જવાનું હશે અને પેલો બિચારો કયાં પડયો હશે. પેલા બેઉ સખસ હમારી નજદીકમાં આવ્યા હું સમજ્યો કે તેઓ હમારી બાજુમાંથી પસાર થઇ જશે પણ હજી હું કંઇ કરૂં તે આગમજ તે બેઉ સખશ મારી ઉપર તુટી પડયા. મને એક સખત ફટકો માથામા લાગ્યો મારી આંખે અંધારા આવ્યા મ્હારા પગ ગુડણમાંથી વળી ગયા અને ત્યાર પછી શું થયું તે હું જાણી ન શકયો, પણ જ્યારે હું સુદ્ધામાં આવ્યો ત્યારે જે બદમાશ મને પહેલે બોલાવા આવ્યો હતો તે બદમાશ મ્હારી સારવાર કરવા પડયો હતો, મને એક ગંદી ખાટલી પર સુવાડયો હતો મારા માથામાં પોતા મારતા હતા. તે બદમાશ કોઇ નહિ પણ તે આ ડીટેકટીવના હાથ ઉપર માર્યો ગયલો અબદુલજ હતો! તેઓ મને છેક બોરીવલી લઇ ગયા હતા. એ લોકોની રીતભાત તેમજ વર્તણુંકથી મને માલમ પડયું કે તેઓ એક બદમાશ સરદારની ટોળીના માણસો હતા ત્યાર પછી મને જણાવામાં આવ્યું કે તેઓનો સરદાર કે જે કોટ નીચે મરી ગયો તેજ મને બીજે દીવસે મલવા આવ્યો, કેટલાક બીજા બદમાશો પણ તેની સાથે આવ્યા હતા તેને મને બહુજ મીઠા સરોદમા જણાવામા આવ્યું કે આ ટોળીમાં મને જોડાવું પડશે અને જો સરસ કામ બજાવશે તો હુશયારીની બક્ષીસો મલશે તેમજ મ્હારાં બાયડી છોકરાંને નીહાલ કરવામાં આવશે, પણ જો આ વાત કબુલ ન રાખવામાં આવે તો તને તેમજ તહારાં બાયડી છોકરાને મારી નાખવામાં આવશે, તેમજ મારૂં ઘરબાર તોડી નાંખી પૈસા ટકા લુટી લેવામાં આવશે તે સરદા-

રના દેખાવ ઉપરથી જણાઇ આવતું કે તે એક જુસ્સાદાર તેમજ દેખાવમા ઉંચો તેમજ તેની આંખો કહી આપતી કે આ માણસમાં કંઇ પણ જાતનો પાવર છે. તેનું બોલવાનું કોઈ પણ માણસને ધાસ્તી બેસાડે એવું હતું. એની આ ધમકીથી મેં વિચાર કર્યો કે મને મીલમાં કામ કરવા બીલકુલ ગમતું નથી અને બીજી બાજુએ એને મને તેમજ મહારા બાયડી છોકરાને મારી નાંખવાની ધાતકી ભરી બીહક આપી હતી, અને પૈસાનો લોભ હતો આથી મેં વિચાર કરી તેઓની ટોળીમાં જોડાવાનું કબુલ કીધું.

હવે બીજી બાજુ શાન્તુને સારી જેવી ડોકટરની સારવારમાં રાખ્યાથી તેમજ સારો ખોરાક આપ્યાથી પહેલેના જેવી બની ગઇ, તેમજ બાહોશ ડીટેકટીવ શેરશાહનો સાથી સલીમ પણ હોસ્પીટલમાંથી સાજો થઇ આવ્યો. પેલા મહોબતસીંગે બધો સનદારનો લુટનો ખજાનો બતલાવ્યો તે ખજાનો કોર્ટમા રજુ કર્યો અને તેમાંથા ચોકકસ ભાગ ડીટેકટીવની હુસ્યારીને લીધે કોર્ટે તેને સ્વાધીન કર્યો, પેલા મહોબતસીંગને કંઇ શીક્ષા નહિ કરતાં તેને પોલીસ કોર્ટમા પોલીશ તરફની તાલીમ આપી તેને પોલીશ કોન્સટેબલ બનાવી લીધો અને કબુલ કરાવ્યું કે જો જરાક પણ ખરાબ ચાલ ચલણનો કોર્ટને શક પડશે તો તુરતજ એને દેશનીકાલની સજા થશે.

ત્યાર પછી સાન્તુ વિલા લગ્નની ધમાલમા ગાજી રહ્યો. તે દીવસે લગ્નની મીજલશમા જાણીતા શહેરીઓ તેમજ તેમના પૈસાદાર સગા વહાલાઓ, એટલુંજ નહિ પણ બાહોશ ડીટેકટીવ શેરશાહ તેમનો સાથી સલીમ તેમજ તેમનો વફાદાર કુતરો પણ ત્યાં હાજર હતો.

આ લગ્નની મીજલશમાં સર પરસોતમ જેટલું ખુશી કોઈ ન હતું અને તેની ખુશાલીનું માન ડીટેકટીવ શેરશાહનેજ ઘટતું હતું.



# ચંડાળ ચોકડી.



## વેર લેવા જતાં વઢાઇ જનાર વેરીલાની એક ડીટેકટીવ વાર્તા.



લખનાર:—**નાદીરશા દોરાબજી મેવાવાલા.**

---

### પ્રકરણ—૧ લું.

“ મારી ખાતરીજ છે જે એ ઉંદરડાં રોજ ખળભળાત મચાવી રહ્યાં છે. મારે એ વાસ્તે મેનેજર સાહેબને તાકીદ કરવી જોઇએ. એ ઉંદર મામાઓનો નીકાલ લાવવોજ જોઇયે.”

એટલું મનસે બબડવાનો કોઇનો અવાજ આવ્યો. પછી તે બબડનારે પોતાની સાથનું હરીકેન ફાનસ ઉંચકયું, અને તે, તે ઓરડામાં સઘળે નજર ફેરવવા લાગ્યો.

વાંચનાર અત્રે એક ખુલાસો લખી દેવું છું તે બબડનાર શખ્સનું નામ હરીદાસ હતું. તેની ઉમર આશરે સાઠ વર્ષની હતી. તો પણ તેના કાન હરણની મીસાલ તીક્ષ્ણ હતા. જેથી તેને ખાત્રીજ હતી જે તેને ત્યાં કંઇક ખળભળાત થતો સાંભળ્યો હતો. તે બુઢ્ઢો આસરે પચાસ વર્ષ થયાં વીરચંદ ઝવેરીની કંપનીમાં નોકરી કરતો હતો તે છેલ્લાં દશ વર્ષ થયાં ઉપલી કંપનીમાં રાત્રીએ ચોકીદારનું કામ કરતો હતો.

વીરચંદની કું. મુંબઈની સૌથી મોટી પહેડી હતી. જ્યાં દેશાવરથી નવો માલ થોડુંક ઉપરજ આવેલો હતો. હરકીશનદાસ વીરચંદ એ દુકાનના માલીકનું નામ હતું. તે પોતાનો સર્વે માલ દર રાત્રે પોતાની ખાત્રીથી બંધ કરતો હતો. જ્યાં તેમનો વફાદાર વૃદ્ધ સેવક હરીદાસ તેની નીગાહબાની કરતો હતો. તે દુકાન એક માળની હતી, જ્યાં ઉપર સર્વે માલ ભરી

રાખવામા આવતો હતો, અને નીચેના ભાગમાં એક યુવક છોકરો ચોકી કરતો હતો. જે પણ ચાર વર્ષથી નોકરી ઉપર હતો.

તે દુકાનની સર્વે બારીઓને લોખંડના સળીયા જડી લેવામાં આવ્યા હતા. અને દરેક ઝવેરાતની પેટીઓને છુપી રીતે ઇલેકટ્રીક બટનો લગાડેલાં હતાં. જો કોઇ ચોરી કરવા જાય તો તેની ખબર સીધી પોલીસ સ્ટેશન ઉપર જઇ મળતી.

'બનવા જોગ નથી,'' તે બુઢ્ઢો હરીદાસ પોતે મનથી બબડયો. મારા વખતમાં મેં હજી સુધી એકપણ ચોરી થવાનો બનાવ......''

તે બુઢ્ઢાના બબડવાનો અવાજ ત્યાંજ અટકી પડયો, હરીકેન ઉંચકી નજર કરતાં તેને તેની સામેની બારી તરફથી એક કાળાં કપડાંવાલો એક આકાર તેની તરફ આવતો જોયો. તેનું મોઢું એક કાળા રૂમાલે બાંધેલું હતું, અને તેના જમણા હાથમાં કંઇ હતું, જે હાથ તેને ઉંચો કીધો અને તે બુઢ્ઢાના આંગ ઉપર ધસી આવી; તેના માથાં ઉપર એક જબરદસ્ત ફટકો લગાવ્યો. પણ બુઢ્ઢાની ચપલાઇથી તે ફટકો તેને વાગતાં જરામાં બચી ગયો. પણ જે થોડો ઘણો વાગ્યો તેનાથી તેને ચક્કર આવવાં લાગ્યાં અને તેના હાથમાનું એ હરીકેન છુટીને પડી ગયું.

સુદ્ધી આવતાં તે બુઢ્ઢો તે કાળા આકાર ઉપર ધસી ગયો, પણ તેના મોઢમાંથી એક ઝીણી બુમ નીકળી પડી. કારણકે તે કાળા આકારે તરતજ પહેલાં જેવો એક બીજો ફટકો તે બુઢ્ઢાના માથા ઉપર માર્યો.

તરતજ તે બુઢ્ઢો જમીન ઉપર ઢગલો થઇ પડયો, અને તેનો પવીત્ર આત્મા આ ભૂમી છોડી કુચ કરી ગયો તરતજ તે આકાર તે મરેલા બુઢ્ઢા આગલ વાંકો વળ્યો અને બબડયો. ''બસ હવે એ મારા કામની વચ્ચે નહીં આવશે. હવે હું મારૂં સર્વે કામ સહેલાઇથી......''

એટલું બોલતાં તે અટકી ગયો, અને ઝડપથી ઉઠી એક ખુણામાં ભરાઇ ગયો. કે જ્યાં તેને કોઇના જલદીથી ઉપર આવવાના પગલાં સંભલાયાં.

હલો હેરી! તમે મને બોલાવ્યો? એટલું બોલતાં તે આવનારે બારણું ઉઘાડયું. જેવો તે દાખલ થવા ગયો કે તરતજ તે ભરાઇ ગયેલા આકારે તેના ઉપર ધસી આવી તના માથાં ઉપર એક જોરથી પોતાના હાથમાંની વસ્તુનો ફટકો લગાવ્યો. કે તરતજ તે આવનાર શખ્સ તે ફટકાના જખમથી બેહોશ થઇ તુટી પડયો.

પછી તે કાળા આકારે એક નજર ફેંકી, અને જે રસ્તેથી તે શખ્સ આવ્યો હતો તે રસ્તે તે નીચે ઉતરી ગયો, અને એક ખુણામાં આવી લાગ્યો જ્યાં એક કબાટ જેવું હતું; જે તેને ખોલ્યું જેમાં કેટલાંક ઇલેક્ટ્રીકનાં બટન વગેરે હતાં, જેમનું એક બટન તે કાળા આકારે બંધ કીધું કે ત્યાં એક બાજુએ કાળો આકાર જે તેનો સાથી હતો તે ત્યાં આવ્યો. જે નંબર (બે)ના અક્ષરે ઓળખાતો હતો. પહેલો કાળો આકાર નંબર (એક) તરીકે ઓળખાતો હતો, અને તે ટોળીનો સરદાર હતો.

અત્રે નંબર એકે નંબર બે ને પુછ્યું. "બહાર સર્વે બરાબર છે ?" નંબર બેએ હા કહયું. અને પછી બોલ્યો જે "નંબર ત્રણ બહાર ચોકી કરી રહયો છે," જ્યારે નંબર ચાર થોડીવારમાં મોટર લઇ આવી પહોંચશે. પોલીસ સીપાઇ દર દશ દશ મીનીટે અહીંથી રોન મારી જાયે છે, માટે આપણે બનતી ઝડપે કામ પતાવી નાંખવું જોઇયે."

નંબર એક ફરીથી ઉપર ગયો, અને ત્યાં બેશુદ્ધ પડેલા બીજા શખ્સના ખીસામાંથી એક ચાવી કાઢી લીધી. પછી તે પેટીઓ પાસે ગયો, અને પોતા સાથે લાવેલાં એક તીક્ષણ હથીયાર વડે તને તે પેટીઓ તોડવા માંડી. અને તેમાના કેટલાંક કીંમતી ઝવેરાતો કાઢી લીધા, અને એક કોથળામાં ભરી લઇ તે ઝડપથી નીચે ઉતરી ગયો.

નીચે આવી તેના સાથીને તે દુકાનના શો કેસીસના કાચો કાપી તે માંહેલી કીંમતી વસ્તુઓ કાઢી લેવા કહયું પોતે પણ બીજા કેસોમાંથી કાઢવા લાગ્યો. જરા વારમાં તેઓએ કાચ કાપી ઝવેરાત વગેરે કાઢી એક કોથળામાં ઝટપટ ભરી નાંખ્યું. સર્વે કામ થઇ રહયા પછી નંબર બેએ નંબર એકને કહયું. "સર્વે કામ ઘડીયાલના ચક્કર માફક પાર ઉતરી ગયું, અડધી મીનીટમાં નંબર ચાર મોટર લઇ આવી લાગશે !"

વાત વાતમાં થોડોક સમો પસાર થઇ ગયો ત્યાં બહાર એક મોટર આવીને ઉભી રહેવાનો અવાજ સંભળાયો, તુરત નંબર ત્રણ જે બહાર ચોકી કરી રહ્યો હતો તેને એક ઝીણી સીસોટી વગાડી અને તેના બન્ને સાથીઓ નંબર એક અને બેને લાઇન કલીયરની સીગનલ આપી.

મોટરનું મશીન ચાલુજ રાખેલું હતું. તરતજ નંબર એકે દરવાજાનું તાળું ખોલી નાખ્યું (જેની ચાવી તે થોડોક વખત પરજ ઉપર જઇ તે બેશુધ પડેલા શખ્સના ખીસામાંથી કાઢી લાવેલો હતો) અને બહાર આવી

ઝડપભેર તે બન્નેએ કોથળાઓને લાવી મોટરમાં ભરી દીધા. પાછું નંબર એકે દરવાજાને બહાર આવીને તાળું લગાડી દીધું, અને તેના ગોઠીયાઓ સાથે મોટરમાં આવી ગોઠવાઈ ગયો; કે તે મોટર તરતજ ત્યાંથી હંકારઈ ગઇ.

ટંગ! ગાઇના ઘડીયાલમાં તકોરો પડતો સંભળાયો નંબર એકે પોતાનું ઘડીયાલ જોયું તો તેમાં બરોબર સાડા નવ વાગેલા જોયા. તે પોતાના સાથીઓને બોલ્યો. દોસ્તો આજે આપણા હાથે બકરો સારો જેવો કપાયો છે. તેમજ આપણું કામ પણ વગર અડચણે પાર ઉતરી ગયું!"

જોત જોતામાં તે મોટર ત્યાંથી ઝડપ ભેર ઉપડી ગઈ, અને અંજાણે ઠેકાણે ગેપ થઇ ગઇ.



## પ્રકરણ—૨ જું.

જગુભાઇ અગીઆર વાગી ગયા, હવે તું સુવા જા.

તે બોલનાર શખ્સ એક ઓરડામાં આરામ ખુરશી ઉપર તેના ગોઠીયા જેશંગ સાથે સામસામા બેસી સોટકી રમી રહ્યા હતા. જેશંગ એક પ્રખ્યાત ડીટેકટીવ હતો.

"સેવક હુકમ બજા લાવવા તૈયાર છે, કારણ જે હું આ રમત ઉપર વધુ નજર ઠેરવી શકતો નથી." જગુએ જવાબ વાળ્યો.

તે પ્રખ્યાત ખુનીઓનો ડીટેકટીવ ઉપલું સાંભળી ખડખડાત હસતાં બોલ્યો. હું એમ ડરૂં છું જે કદાચ તું આ રમતમાં રખે તારૂં ભેજું ખોઈ બેસે, એ તો સર્વે ધીરજના ખેલ છે

"ત્રીરીરીરીંગ," કરતી ઉપલા વાકયો પુરાં થતાં ઘંટડી દરવાજા ઉપર સંભલાઇ.

જગુ, લગાર જો તો, આટલી મોડી રાત્રે એ કોણ દુઃખી જીવડો છે?

જગુ તુરતજ ઉઠી દરવાજો ખોલવા દોડી ગયો.

દરવાજો ખોલતાં તેની સામે એક ફીકા મારી ગયેલા ચહેરાવાલી પણ રૂપસુંદર યુવતી ઉભેલી જણાઇ તેણીએ બારણું ખોલતાં તુરત કહ્યું. હું જેશંગભાઇને બનતી ઉતાવલે મળવા માગું છું. તે તુરત ત્યાંથી તેણીને લઇ પોતાના ઉપરી પાસે લઇ આવ્યો.

તેણીએ જેશંગ ડીટેકટીવ સામે આવતાંજ તુરતજ પોતાનું બોલવું ચાલુ કરી દીધું જેશંગ આપજ હશો. હું...હું...હું...મારૂં નામ રમણીબાઇ છે મેં...મેં...તમો વીશે અનેક વર્તમાન પત્રોમાં ઘણું વાંચ્યું છે. અને...અને...હું...હું ..તમારી નામના વાંચી. મારા પ્રીય ભાઇને માટે મદદ લેવા આવી છું. એક...એક...ઘણુંજ કરપીણ ખૂન થયું છે, અને...અને તેઓ મારા ભાઇને તે ખુનનો તકસીરવાર ઠરાવે છે...જેથી હું....

તેણી બોલવાનું પુરૂં કરે તે પહેલાં તે ડીટેકટીવે વચ્ચે પડી તે રડતી અને ગભરાયેલી છોકરીને પોતાની સામેની ખુરસી ઉપર બેસી જવા કહ્યું. પછી તે બોલ્યો, છોકરી તું જરા શાંત થા અને સર્વે વાત ધીરજથી મને કહે.

તેણીને ઉપલા શબ્દોથી કંઇક શાંતી આવી અને પછી તેણીએ સઘળો ખુલાસો કીધો. નાનાભાઇ, જે મારા ભાઇનું નામ છે. હું જાણુંછું જે તે કદી પણ એવું કરપીણ કામ ન કરે. હું એક ગરીબની છોકરી છું મારી પાસે કંઇ પૈસા નથી, જે હું તમારી મહેનતના બદલામાં આપી શકુ. તમો કંઇ પણ તદબીરે મારા વહાલા ભાઇને એ આફતમાંથી બચાવશો. જેનો બદલો હમો બન્ને ભાઈ બહેનો મરતાં તલીક આપનો ઉપકાર ન ભુલ્યે.

મારો ભાઇ વીરચંદ કંપનીમાં નોકરી કરે છે જેઓ એક મોટા ઝવેરી છે, તે દુકાન વીકટોરીયા સ્ટ્રીટમાં આવેલી છે, અને તેની સાથે હરીદાસ નામે એક વૃદ્ધ પણ ચોકીદારીનું કામ કરતો હતો. હું દરરોજ રાતનાં દશને સુમારે મારા ભાઇને માટે જમવાનું લઇ જયા કરતી હતી. જયારે આજે રાત્રે હું જમણ લઇને ગઇ, ત્યારે દરવાજા ઉપર મેં પોલીસના સીપાઇઓને ઉભેલા જોયા. ત્યાંથી માલમ પડ્યું જે તે દુકાનમાંથી મોટી રકમની ચોરી થવા પામી હતી, તેમજ તે વૃદ્ધ ચોકીદારનું ખૂન પણ કરવામાં આવ્યું હતું. અને તે ખૂનનાં બનાવમાં મારા ભાઇને ગુનેહગાર ઠેરવે છે. એટલો ખુલાસો કરી તે દમ ખાવા થોભી. જે જોઇ ડીટેકટીવ બોલ્યો.

છોકરી તું જરાપણ ગભરાઇશ મા, હું મારી બનતી કોશીષે તે ખૂનનો ભેદ શોધી કાઢીશ. પછી તે જગુ તરફ ફરીને બોલ્યો. જગુ ચાલ જલદીથી મોટર તૈયાર કર, અને તૈયાર થઇ જા, હું હમણાં આવી લાગું છું.

થોડીવારમાં તેઓ ત્રણે મોટરમાં આવી ગોઠવાયાં, અને તે મોટર ઝડપથી વીકટોરીયા સ્ટ્રીટનો રસ્તો કાપવા લાગી.

વીરચંદ કંપની આગલ તે મોટર આવતાં અટકી, અને ત્રણે તેમાંથી ઉતર્યાં. એક પોલીસ સાર્જંટ કે જે ત્યાં દરવાજા ઉપર ઉભેલો હતો, તેને ડીટેકટીવને ઓળખી જઈ સલામ કીધી. તેઓ ત્રણે તે દુકાનમાં દાખલ થયાં, જ્યાં પોલીસ ખાતાંનો વડો, ઇન્સ્પેકટર સ્મીથ મલ્યો. તેને થોડાજ શબ્દોમાં રમણીબાઇની હકીકત કહી સંભળાવી.

સ્મીથ બોલ્યો, હા તેણી એ બાબતમાં નીર્દોષ જણાવાથી મેં તેણીને જવા દીધી હતી. મને તો જરૂર કોઈ જાણકારનુંજ કામ હોવાનું લાગે છે. તેઓ ચોરી પણ સેહલાઇથી કરી ગયા, અને એક વૃદ્ધ ચોકીદારનું ખુન પણ કરતા ગયા તપાસમાં કંઈ મુદ્દો હાથ લાગતો નથી પણ મારો વ્હેમ આ છોકરાપર જણાય છે મેં મી. વીરચંદને એ વીષે તુરત ટેલીફોન કરીને બોલાવ્યા. તેઓ તેમના મેનેજરની સાથે આવેલા છે. અને તે મી. વીરચંદ પાસે લઇ જઇને જગુભાઇની ઓળખાણ કરાવી.

---

**અમારાં બંને પ્રકાશનો ઘર બેઠાં મલવાનું વાર્ષિક લવાજમ.**

ફેવરીટ બાર માસના રૂ. ૨

વાર્તા વિભાગ „ રૂ. ૨

ફોરેન પોષ્ટેજ પ્રત્યેકનું રૂ. ૧ વધુ.

(અથવા શીલીંગ પાંચ.)

**ચાલુ જાહેર ખબરના ભાવ.**

ઉપલા બે માંહેલાં કોઈબી પ્રકાશન માટે.

૧×૨' સીંગલ કોલમ એક ઇંચના ૦–૮–૦

૧×૪' ડબલ કોલમ એક ઇંચના ૦–૧૨–૦

આખા પેજના રૂ. ૧૨–ફેવરીટના

„ „ રૂ. ૬ વાર્તા વિભાગમાં

**પત્ર વહેવારનું ઠે૦**

'ફેવરીટ' ન્યુસપેપર એજંસી,

ઠે૦ અચારીઆ, ક્રા૦ માર્કેટમાં,

મુંબઈ.

પછી મી૦ સમીથ, ચીરચંદ બોલ્યા. સુંદરદાસ કહે છે, જે તેને મરનારનો અવાજ સમજ્યો, અને તે તેની પાસે જવા લાગ્યા, તે હજી રૂમમાં દાખલ થવા જાયે છે કે તેના માથાં ઉપર કોઇએ પછવાડેથી સખત ફટકો લગાવ્યો; જેથી તેને ચક્કર આવી ગયાં, ને ત્યાંજ બેશુદ્ધ થઇ તુટી પડયો, જ્યારે તે સુદ્ધીમાં આવ્યો ત્યારે તેને પોતાને જમીન ઉપર પડેલો જોયો, અને તેની પાસે બુદ્ધની લાશ જોઈ તે ગભરાટમાં પડી ગયો તરત તે નીચે દોડી જઈ પહેરા ઉપરના પોલીસ સીપાઇને બોલાવી લાવ્યો. તે સીપાઇએ પોલીસ ચોકી પર ટેલીફોનથી ખબર આપી. ત્યાંથી ઇન્સપેકટરે આવી મને બોલાવી મંગાવ્યો. મને આ બાબત ઘણીજ ગુંચવાડા ભરી લાગે છે.

પછી ડીટેકટીવે તપાસ કરવાનું કહી, તે પહેલાં ઉપર ગયો. તેની પછવાડે જગુ પણ જઈ લાગો. તપાસ કરતાં ડીટેકટીવને રૂમના ખુણામાંથી કાચની આંખનો એક ડોળો મળી આવ્યો. જગુએ તે જોઈ લીધું, અને તેને ડીટેકટીવને પુછયું. સાહેબ એની મતલબ શું હશે? જે આ અહીંથી મલ્યો, એ લોકો તો ઘણીજ ચાલાકી સાથે ચોરી કરી ગયા

ડીટેકટીવે જગુને ત્યાં કંઇબી પરપુછ કરવા ના કહી, અને તેને તે ડોળો પોતાના ખીસામાં સેરવી દીધો.

થોડોક વખત તે વીચાર કરવા લાગો, પછી તે જગુ તરફ ફરીને બોલ્યો. "તું જલદી ઘરે જઇ આપણા ખાનગી રેકોર્ડમાંથી, એક આંખો-વાલા બદમાશોના નામ ઠામ શોધી રાખ, જો એ મલી જાયે તો કેસ જલદીથી હાથ લાગી જશે, પત્તો મલતાં તું તે ઠેકાણા પર જઇ ખપ જોગી તપાસ કરી આવજે, કે તે આજે રાતના નવને દશની વચમાં ક્યાં હતો. જા જલદી દોડ ને ખબર મેલવી ઘેરે આવજે. ને જો રેકોર્ડમાં કંઇ પત્તો નહીં લાગે તો મારા આવવાની વાટ જોતો ઘેરમાંજ બેસી રહેજે."

જગુ તુરત ત્યાંથી જવા નીકલ્યો કે ત્યાં કોઇના ઉપર આવવાના પગલાં સંભળાયા. જગુ નીચે ઉતરવા લાગો, અને ડીટેકટીવ ત મરનારની તપાસે મંડી ગયો.

ત્યાં સ્મીથે ઉપર આવી લાગી ડીટેકટીવને લાશ તપાસતા જોઈ તે બોલ્યો. "એ બીચારાને મજબુત બે ફટકા લાગેલા છે."

ડીટેકટીવે જવાબ આપ્યો. હા દોસ્ત હું તારા મતને મલતો આવુંછું.

પછી થોડી તપાસ કરી તેઓ બન્ને નીચે આવી લાગ્યા પછી ડીટેકટીવ સુંદરદાસ પાસે ગયો, જેની સારવાર તેની બેન કરી રહી હતી, તેને તેણે પુછયું.

સુંદર તું જેબી કંઈ જાણતો હોયે તે બધું યાદ કરી જણાવ. અને તેને જે વાત રમણીને કહી હતી, તેજ બધી કહી જણાવી એ બીજું કંઈ પણ વધું જણાવી શકયો નહીં, એટલે ડીટેકટીવે બીજો સવાલ કીધો.

વારૂ સુંદર તેં તારા ઉપર હુમલો કરનારનો ચેહરો બી નહીં જોયેલો ?

નહિ સાહેબ, કારણ જે તે ફટકો મારનાર શખ્સે મારી પછવાડેથી હુમલો કીધો હતો, અને અંધારૂં હોવાથી હું કંઇબી જોઈ શકયો નહિં.

તેના ઉપલા ખુલાસાથી ડીટેકટીવને જણાયું જે સુંદર નીર્દોષ હતો. એટલે તેને સુંદરને હોસ્પીટલમાં ખસેડવા કહ્યું, અને પછી તેને આ કેસમાંથી છુટો કરવાનો હુકમ આપ્યો.

ડીટેકટીવનું બોલવું સાંભળી રમણીએ તેમનો ઘણો ઉપકાર માન્યો અને તેને હોસ્પીટાલમાં લઈ નહીં જતાં, તેણી સાથે ઘરેજ લઇ જઇ તેણીની દેખરેખ નીચે તેની સારવાર કરવાનું કહી રજા માંગી જે ડીટેકટીવે તેણીને તેમ કરવાની રજા આપી તેઓ બન્ને તેનો ઘણો ઘણો ઉપકાર માંગી ત્યાંથી ચાલી ગયાં.

પછી ડીટેકટીવ વીરચંદ તરફ ફરીને બોલવા લાગ્યો, મી. વીરચંદ, હું આવતી કાલથી આયે કેસ પર તપાસ ચલાવવી શરૂ કરી દઇશ, અને બનતી કોશીશે ચોર તથા ખુનીને પકડી પાડી તેઓને કરણીએ પોહચાડીશ.

વીરચંદે તેમનો મોટો ઉપકાર માન્યો. પછી ડીટેકટીવે સર્વેની રજા લીધી અને ઘર તરફ જવા ઉપડયો.

વાંચક હવે આપણે અત્રે અટકી જઇ, આપણા જગુના સાહસીક કામો તરફ થોડીક નજર દોડાવીશું.



## પ્રકરણ—૩ જું.

જ્યારે જગુ ડીટેકટીવ પાસેથી નીકળ્યો, તેવોજ તે ડીટેકટીવના કહેવા પ્રમાણે ઘરે ગયે, અને ફાઇલોમાં તપાસ ચલાવી, જેમાં સર્વે લુચ્ચાઓની છબીઓ સાથની ઓળખાણ હતી. એના જેવો રેકાર્ડ પોલીસ ખાતામાં પણ મુશકેલીએ મળી શકે.

તેને એક પછી એક પાના ફેરવવા માંડયાં, એક છબી જોઇ તે અટકયો જે તેને અગત્યની જણાઈ તે છબી નીચે નીચે પ્રમાણે લખેલું હતું.

કાલીદાસ બદરીનાથ જનમ તા. ૧-૧-૧૯ ઉંચાઇ ૫ ફીટ ૭ ઇંચ ચામડીનો રંગ ફીક્કો, બાલ ખુલ્લા, વજન અશરે ૧૩૮ પાઉંડ, આંખ જમણી એક દાબા તરફની બંદુકની ગોલી લાગવાથી ફુટી ગયેલી, જેને બદલે કાંચની આંખ, હાથની પછવાડેની બાજુ એક તલ, અને એક જીણો તલ ગાલની ડાબી બાજુએ. ઠેકાણું હીરા આશ્રમ કામાટીપુરા.

પછી તેને તે છબી ધ્યાનથી જોઇ ફાઈલને પાછી તેની જગોએ મુંકી દીધી, પછી તેને ઘડીયાલમાં જોયું, કે તરતજ એક વાગવાનો ટકોરો પડયો, ત્યાંથી તે નીકળી બીજા ઓરડામાં ગયો. જ્યાંથીએ એક મેલાં કપડાંની જોડ કહાડી તેને તે પહેરી લીધી, અને થોડાવારમાં તેને પોતાને બીજોજ માણુસ બનાવી નાંખ્યો, ભાયગેજ તેને કોઇ ઓળખી શકે.

"હીરા આશ્રમ" અંદરખાનેથી એક ગલાકાસુઓ ટોળીનું રહેઠાણ હતું. પણ જગુ, ડીટેકટીવ જેશંગનો ચેલો હોવાથી તેને તેવીજ તાલીમ લીધેલી હોવાથી કંઇ પણ બીહવાનું નહી હતું, તો પણ તેણે પોતાની સાથે છુપી રીતે એક રીવોલવર લઈ રાખી હતી.

તે બારણું બંધ કરી ઝડપથી હીરા આશ્રમના હોટલ તરફ ઉપડી ગયો. તે વખતે તે હોટલમાં કેટલાક બદમાશો કાંઈ પીતા બેઠેલા જણાયા જેવો જગુ અંદર દાખલ થયો કે પેલા બેઠેલાઓ તેને શકની નજરે જોવા લાગ્યા. પણ તેના પહેરવેશ પરથી તેઓનો શક નીકલી ગયો. તેને એક ખાલી પડેલી ટેબલ પર જઈ જગા લીધી. અને એક ગલાસ બીરનું મંગાવ્યું.

થોડીવારમાં બીર લઈ એક બોય આવ્યો. તેણે ધીમેથી તેના કાનમાં પુછ્યું. કાલીદાસને તેને જોયો છે? જેના જવાબમાં તેને કહ્યું જે બહાર ગયો છે. પાછું તેને પુછ્યું જે તે કયારે આવશે? તેને કહ્યું જે તે નક્કી કહી શકતો નથી. શું કંઇ જરૂરી કામ છે? જગુએ કહ્યું જે હા, મને તેનું જરૂરી કામ છે. તે કેટલા વાગે બહાર ગયો હતો? તે સાડા આઠને સુમારે ગયો હતો. જેબી કંઇ કહેવું હોય તે મને કહો હું તેને આવવા પર કહીશ.

"ઠીક હું જરાક બહાર જઇને આવું છું," અને તેને બીરનું ગલાસ ગટાવી પૈસા આપી બહાર નીકળી ગયો, અને અંધારામાં થઇને સામેની

બાજુએ જઇ મનથી બડબડયો. થોડો વખત અહીં જ થોભી જાઉં, કદાચ તે આવી પહોંચે એટલામાં બે વાગવાના ટકોરા સંભળાયા. બીજો અર્ધો કલાક પસાર થઈ ગયો.

એટલામાં તેની નજર અંધારામાં હીલચાલ થતા એક આકાર ઉપર પડી, જે આકાર કંઇક ગભરાયલા જેવો જણાતો હતો, તે એક ફાનસ નજદીક જઇ થોભીયો. જગુ તે આકારને ફાનસના ઉજાસમાં કાલીદાસ તરીકે ઓળખી ગયો.

હવે તે આકારે આજુબાજુ નજર દોડાવી, સર્વે શાંત જોઇ હોટલમાં દાખલ થયો. જગુએ પોતાનું ઘડીયાલ કાઢયું અને જોયું. બરોબર તેમાં સવા બે વાગેલા જણાયા. ઠીક ત્યારે એ સાડા આઠ અને સવા બેની વચ્ચે કયાં હતો એ શોધવાનું બાકી રહ્યું, અને એ રીતે મનસે બબડતાં તેને ઘડીયાલ પાછું મુકી દીધું, અને ઘેર તરફ ચાલવા લાગ્યો.

ડીટેકટીવ જેશંગ તેના આવવાની વાટ જોતો બેઠેલો, જગુ જેવો ઘેરમાં દાખલ થયો, તેવોજ ડીટેકટીવે તેને સવાલ કીધો. કેમ જગુભાઇ શી ખબર ?

જગુ એક ખુરસી લઈ ડીટેકટીવ પાસે બેસી ગયો, અને સર્વે વીગતે વાત કહી સંભલાવી.

જે સાંભળી ડીટેકટીવ બોલ્યો, હવે તું મારી વાત સાંભળ. જ્યારે હું ઘેર આવ્યો ત્યારે કોઇએ બારણા નીચેથી એક ચીઠ્ઠી નાંખેલી મળી. જેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

> મહેરબાન ડીટેકટીવ જેશંગ જોગ,
>
> જત આ લખી જણાવું છું જે વીકટોરીઆ સ્ટ્રીટમાં બનેલાં બનાવની બાબદમાં તમારે માથું મારવું નહીં. બીજું એ જે, હરીદાશનું ખૂન કરવાની મકસદ હતી નહીં પણ ત્યાં થયેલી ઝપાઝપીમાં ખૂંન થવા પામ્યું છે. જો તમો આ ચેતવણીને ગણકારશો નહિં, તો તમારી જીંદગી જોખમમાં આવી પડશે.
>
> લી. આપનું ભલું ચાહનારા,
>
> ચંડાલ ઉર્ફે શાહુચોર.

જગુ એ સાંભળી બોલ્યો. ત્યારે એ ચંડાલ ચોકડી કોણ છે ?"

ડીટેકટીવ બોલ્યો. "ચંડાલ ચોકડી અને વીરચંદ વચ્ચે કંઈ પણ અદાવત હોવી જોઇયે. બીજું એ કે, એ ટોળીનો મુખી કોઈ અંદરનોજ માણસ હોવો જોઇયે ત્રીજું એ જે તેઓને મારી ધાસ્તી મજબુત હોવી જોઇયે કે જે આ ચીઠ્ઠી હીંમતથી લખી તેમને મારી બીહક હોવાનું મજબુત કારણ બતાવી આપે છે, હવે આપણે એ ટોળીમાંનાં એકને તો ઓળખી લાધો, જે કાલીદાસ બદરીનાથ છે. હવે આપણને ત્રણનો પત્તો લગાડવાનો બાકી રહ્યો છે. આ વાત ખલાસ થતાં ઘડીયાલમાં ચારના ટકોરા સંભળાયા જે સાંભળી ડીટેકટીવ બોલ્યો, એનો નીકાલ હવે સવારે ઉઠીને વીચારીશું.



## પ્રકરણ—૪ થું.

ભયંકર બનાવની કાલી રાત્રી પસાર થઇ ગઈ અને સવાર થઇ ચુકી. જેશંગનાં ઘડીયાલમાં નવના ટકોરા પડયા જગુ અને જેશંગ નાહી ધોઇ પરવારી ગયા હતા. થોડીવારમાં નાસ્તો આવ્યો, જેને બન્નેએ મલી પુરતો ઇનસાફ આપ્યો. ચાહ પીતા જગુ અટકલથી બોલ્યો, મને શક છે જે હરીદાસનો ખુની કાલીદાસજ હોય કારણ કે ચીઠ્ઠી લખ્યા પ્રમાણે ઝપાઝપી વખતે કાલીદાસ ત્યાં હોવો જોઇયે અને તેની આંખમાનો કાચનો ડોળો નીકળી પડેલો હોવો જોઇયે. અને એ ઉપરથી કાલીદાસ ખુની હોવાનું સાબીત થાયે છે.

તેના આવા વીચાર પરથી ડીટેકટીવ બોલ્યો, જો કીધેલું હોયે, અને તેનો ડોળો પડીબી ગયો હોય તો શું તેના શોધવાથી તે મલ્યો નહી હોત? એ વાત બનવા જોગ નથી લાગતી, જે સાંભળી જગુ વીચારમાં પડી ગીયો. થોડેવારે ને બોલ્યો જો કાલીદાસનો એ ડોળો નથી, તો પછી તે કોણનો હોવો જોઇએ? એટલામાં તેઓને કાને બીજા ઓરડામાંથી કોઇની વાતો કરવાનો અવાજ સંભળાયો.

મારે તેમને ઘણાંજ જરૂરી કામસર મલવુંજ છે. જે સાંભળી જેશંગે જલદીથી ઉઠી બારણું ઉઘાડયું, અને એક અંજાણ્યા શખ્સને તેઓની સામે ઉભેલો જોયો. તેનો ચ્હેરો ફીક્કો મારી ગયેલો હતો, તેમજ શરીરે

જશુએ તે આવનાર શખ્સને ઓળખી જઈ, અજાયબીથી બોલી પડ્યો. અરે ! આ તો કાલીદાસ છે. જશુ તે આવનારને અંદર લઈ પોતા પાછળ બારણું બંધ કરી, એક તરફ આંગળી બતાવી બેસી જવા કહ્યું. તેના બેઠા પછી પોતે એક ટેબલ પાસે જઈ, તેનું ખાનું ખોલી એક કાચનો ડોળો કહાડી તેની પાસે આવી બતાવ્યો, પછી તે બોલ્યો હું ધારૂં છું જે આ ચીજ તમારી હશે, નહીં ? કાલીદાસ બદરીનાથ ઉર્ફે વીર વનમાળી !

જેશંગભાઈ મને પહેલાં જણાવશો જે એ તમોને કયાંથી મળ્યો ?

એ મને, વીરચંદના ગોડાઉનમાંથી મળ્યો છે, કે જ્યાં બુઢ્ઢા ચોકીદારનું ખુન થયું છે.

તમો માનો કે ન માનો પણ હું ઇશ્વરના સોગંદ ખાઈને જણાવું છું જે, મને એ બનાવ સાથે કાંઈપણ સંબંધ નથી. હું તો આ ધંધાથી કંટાળી ગયો છું, અને એમાંથી છુટી જવાનો રસ્તો શોધનો કરૂં છું.

ત્યારે તું અહીં શું કામ આવ્યો છે ? જેશંગે સવાલ કીધો. જો તું મને સર્વે વાત સાચ્ચી કહી દેશે તો ઠીક, નહિ તો પછી હું તને આ ડોળાના પુરાવા સાથે પોલીસને સ્વાધીન કરી દઈશ

કાલીદાસ પોલીસનું નામ સાંભળતાં બોલ્યો. નહિ, નહિ, મહેરબાની કરી મને પોલીસ સ્વાધીન નહીં કરશો. હું સર્વે સાચ્ચે સાચ્ચી હકીકત કહીશ. સાંભળો મેં આજના છાપામાં ગઇ રાત્રે બનેલા બનાવ વીશે વાંચ્યું, અને તમો એ કેશમાં છો એ જાણી હું તમારી પાસે સર્વે ખુલાસો કરી દેવા આવ્યો છું. ગઇ કાલે એક અજાણ્યો શખ્સ જેને હું ઓળખતો નથી, તેને આવી કહ્યું જે હું તેનું કામ કરી આપું તો તેના બદલામાં મને એક ઘણી સારી જેવી રકમની લાલચ આપી અને હું તે સારી જેવી રકમની લાલચમાં આવી જઇ તેના કહ્યા પ્રમાણે કરવા તૈયાર થઈ ગયો. તેને મને એક ચોરસ સીક્કો આપ્યો, જેના ઉપર ચોકડી કાઢેલી નીશાની હતી અને મને કહ્યું જે લી ચાંગ નામના ચીનાના હોટલમાં જવું અને તે સીક્કો ત્યાંના માલેકને દેખાડવો. જે મને એક ઠેકાણે લઈ જશે, જ્યાં મને તેઓના ઉપરીના આવવાની વાટ જોવી.

હું તે પ્રમાણે તે હોટલમાં ગયો, જ્યાંથી તે ચીનો મને એક એકાંત ઓરડામાં લઇ ગયો, અને બેસવાનું કહી તે ચાલી ગયો. થોડાવાર ગયા પછી મને કોઇના બોલવાનો અવાજ સંભળાયો તે ઓરડામાં એક ટેબલ

તથા ખુરસી સીવાય બીજું કંઈ પણ હતું નહિ. તે અવાજ સાંભળી અજબ થઇ ગયો. પછી તે અવાજે મને મારી પાસે જે ટેબલ હતી તેનું ખાનું ખોલી તેમાની દશ દશ રૂપીઆની નોટના દશ કટકા લેવા કહયું, અને બીજા સો રૂપીયા કામ ખલાસ થયા પછી આપવાનું કહયું. પછી તેને મને ગઈ રાત્રે બનેલા ખૂનવાલી જગા પર આઠ વાગે જવાનું જણાવ્યું, મારૂં મન પાછળથી તે કામ કરવાને અચકાવા લાગું, અને હું ત્યાં નહીં ગયો, પણ તેને બદલે હોટલ પર જવાનો વીચાર કીધો. જ્યાં મને એક માણુસ મારા નામની મારા ઓળખીતા તરફથી ચીઠ્ઠી લઇને આવેલો મલ્યો, જેમાં મને તુરતજ ખાદરબાવડી નામના એકાંત મોહોલ્લા નજદીક તુરત આવીને મળવાને લખ્યું હતું. હું તે ચીઠ્ઠી વાંચી રહી, હું તે ચીઠ્ઠી લાવનાર શખ્સને જોવા જાઉં છું તો તે ત્યાંથી ચાલી ગયેલો જણાયો.

હું તરતજ તે હોટલ છોડી ત્યાં ગયો અને ત્યાં જઇને જોતા કોઇને પત્તો નહિ લાગ્યો, હું થોડોક વખત ત્યાંજ થોભી ગયો. દશ સેકંડ નહિ ગઇ હશે કે મારા પાછળથી કોઇયે આવી મારા નાક ઉપર ક્લોરોફોર્મનો રૂમાલ દાબી દીધો. મેં તેનો હાથ હઠાવવાને મહેનત કીધી પણ થોડીવારમાં હું બેશુદ્ધ થઈ નીચે ઢળી પડયો.

જ્યારે હું શુદ્ધીમાં આવ્યો, ત્યારે મેં મને પોતાને મારા ઉતારાના હોટલની પાસેની ગલીમાં પડેલો જોયો, આંખો ચોલીને જોવા જાઉં છું તો મારી ખોટ્ટી આંખનો ડોળો ગુમાયેલો જણાયો, મારી આસપાસ ઘણી શોધ કીધી પણ તેનો કંઈ પત્તો લાગ્યો નહિ. હું ત્યાંથી ઉઠી હોટલમાં ગયો, અને એ બનાવ ઉપર વીચાર કરતો સુઈ ગયો. સવારે ઉઠી ચા પાણી કરી બહાર પડયો, તો મેં એક છાપાવાલા ફેરીયાને રાત્રીના ખૂનવાલા બનાવની બાંગો પાડી છાપો વેચતો સાંભળાયો. મેં જલદીથી એક છાપો ખરીદી લઈ વાંચવા માંડયું, અને હું એકદમ અજબ થઇ ગયો. પછી મેં રાત્રીના બનાવને યાદ કીધો. મને વીચાર આવવાથી તમારી પાસે દોડી આવ્યો કારણુ જે કદાચને મારા ઉપર શક આવે ને હું પકડાઈ જાઉં હવે તમારી દયા ઉપર છેઉં. મારો કે ઉગારો એ સર્વે વાત તમારા હાથમાં છે.

જે વખતે કાલીદાસ સર્વે કેરીયત કહી સંભલાવતો હતો વખતે, તે

ડીટેક્ટીવ કાળીદાસની સર્વે હીલચાલ અને વાત કરવાની ધપ ઉપર પુરતું ધ્યાન આપી રહ્યો હતો.

વાત ખલાસ થયા પછી ડીટેકટીવે પુછયું વારૂં તેં જે સીક્કા વિષે વાત કીધી તે શું તારી પાસે છે ?

કાળીદાસે જવાબ આપ્યો. હા સાહેબ, તે મારી પાસે છે. એટલું બોલી તેને ખીસામાંથી તે સીક્કો કાઢીને આપ્યો તે લઈ બારીકીથી તપાસ્યો. પછી તે સીક્કો તેની પાસેથી માંગી લીધો, અને તેને તેની આંખનો કાચનો ડોળો આપીને કહ્યું જે "ફરીથી તને કોઇ પણ શખ્સ તને બોલાવા આવે તો તું જતો ના. હવે તું જા અને બે ફીકર રહેજે."

કાળીદાશે ડીટેકટીવે આપેલો ડોળો આંખમાં પેહરી લીધો અને તેમનો ઉપકાર માની ત્યાંથી ચાલી નીકળ્યો.



## પ્રકરણ—પ મું.

કાળીદાસ ગયા પછી જગુએ પોતાના વડાને પુછયું તમોએ તે ડોળો પાછો કાં આપી દીધો ?

ડીટેકટીવ બોલ્યો "તે જો કે લુચ્ચો છે પણ તેને ડહાપણ વાપરી મારી પાસે આવી સર્વે સાચ્ચો ખુલાસો કર્યો છે. કારણ જે કાળીદાશે તે ટોળીમાં નહિ ભેળાવાથી, તે ટોળીના વડાએ ચાલાકી વાપરી પોતા ઉપરનો આરોપ નિર્દોષ કાળીદાશ ઉપર ઓળાવવાનો હતો, પણ કાળીદાશને સારે નસીબે ખૂનવાળી જગ્યાયેથી તે ડોળો મારે હાથ આવી ગયો, નહિંતો પોલીસ તેનેજ પરહેજ કરતે અને ખૂની ઠરતે. જેની સાથે સાથે તેને બેવફા થવાથી તેનું વેરપણ વળી રહેતે. તે ટોળીના વડાને શેઠ વીરચંદ સાથે પણ દુશ્મનાવટ હોવી જોઇયે અને તેને આગળ રહીને ચોરી કરાવી છે.

જગુ બોલ્યો "ત્યારે હવે આપણને શું કરવું ?"

ડીટેકટીવ બોલ્યો. 'હું હવે લી ચાંગના હોટલમાં જઇ એ ટોળીનો ભેદ શોધી કાઢીશ તું ઘેર રહજે હું તને ટેલીફોનથી ખબર આપીશ. અને જો કંઇ પત્તો નહિ મળશે તો હું તને ચાર વાગ્યામાં ઘેર આવીને મળીશ. ત્યાં સુધી વારે માની વાટ જોતાં રહેવું.

પછી ડીટેકટીવ ત્યાંથી ઉઠી એક ઓરડામાં ગયો. થોડીવારે તે ઓરડામાંથી એક અજાણ્યો શખ્સ નીકળ્યો ડીટેકટીવ જશુ તે શખ્સને જોઈ બોલી ઉઠયો, કોણ "કાળીદાસ ?"

તે શખ્સ તેનું બોલવું સાંભળી હસવા લાગ્યો, અને બોલ્યો. 'નહિ સાહેબ, કાળીદાસ નહિં પણ તેનો હમશીકલ, કેમ નામદાર ન ઓળખ્યો? ઠીક જ્યારે મારો ગોઠીયો મને ઓળખી ન શક્યો તો મને બીજું કોઈ ઓળખી શકે નહિં."

ઠીક હવે ઓળખ્યા તમો ચોરોના સરદાર અને તેમના કટ્ટા વૈરી, ડીટેકટીવ જેશંગ છો. અને તેઓ બન્ને ખુબ હસવા લાગ્યા. વારૂં જશુ હવે મારી ખાતરી છે જે આ વેશે મારૂં કામ ફત્તેહ પામશે, હું જાઉં છું અને તુંને મેં જે કહ્યું છે તેનું બરોબર ધ્યાન રાખજે.



## પ્રકરણ—૬ ઠું.

વાંચક હવે તારી નજર લી ચાંગનાં હોટલ તરફ ફેરવ. એક શખ્સ તે હોટલ નજદીક આવ્યો અને તે દરવાજા ઉપરની ઘંટડી વગાડી જેના જવાબમાં એક ચીનાએ તે બારણું ઉઘાડયું. તે શખ્સે તેના ખીસાંમાંથી એક સીક્કો કહાડી દેખાડયો. જે જોઇ તે ચીનાએ તે શખ્સને અંદર લીધો, અને બારણું પાછું તેની પાછળ બંધ કરી દીધું, પછી તે ચીનાએ તે શખ્સને તેની પાછળ આવવાને કહ્યું થોડુંક ચાલતાં એક ઓરડા આગળ તે ચીનો થોભ્યો, અને તેનું બારણું ખોલી તેને ઇશારાથી તે શખ્સને અંદર જવાને કહ્યું. તે શખ્સ તેના કહેવા પ્રમાણે અંદર ગયો કે તે ચીનાએ પાછું તે બારણું બંધ કરી દીધું, અને તે ત્યાંથી ચાલી ગયો.

તે આવનાર શખ્સ કેટલોક વખત સુધી એકાંતમાં ઉભો રહ્યો, પછી તેને આગલ વધી ત્યાંની સર્વે ચીજો ધ્યાનથી જોવા લાગ્યો તેની નજરે એક ખૂણામાં નાહનું બારણું જેવું જણાયું, તેને ત્યાં જઈ ખોલી જોયું, પણ તેને મજબુત રીતે બંધ જણાયું. તેને પોતાના ખીસાંમાંથી એક તાર કાઢયો અને તેની કલમાં ફેરવી ખોલવા લાગ્યો, થોડીવારે તે બારણું ઉઘડી ગયું પછી તેને આસ્તેથી અંદર દાખલ થવા માંડ્યું. તેને દાખલ થતાં બીજો ઓરડો જણાયો, જેમાં ટેબલ, ખુરશી, કબાટ, અને

એક મોઢું જોવાની આરસી, તથા દિવાલે કેટલીક છબીઓ ટાંગેલી જણાઇ. ઓરડામાં અંદરથી અંધારૂં હતુ, તેને માચીસ સળગાવી આજુબાજુ નજર કીધી. તેને એક ઇલેકટ્રીક બટન જણાયું તે દબાવી લાઇટ કીધી, પછી તે કબાટ નજદીક ગયો, અને ખોલવાની કોશીષ કીધી. તે પણ તેને બંધ જણાઇ, તે પણ પેલા તાર વડે ખોલી નાંખી, જે તેને મન એક બાળકની રમત હતી. તેમાં તેને એક ભુરા રંગની દાઢી એક આખો સુટ, અને એક ઓવરકોટ જણાયા. તે જ્યારે તે સર્વે વસ્તુઓ તપાસવામાં હતો કે એકાએક તે ઓરડાની લાઇટ બુજાઇ ગઇ, અને તેની આગલથી કબાટ ખસવા લાગી. તે શખ્સ તે ચમતકાર જોઇ તરત સાવધ થઇ ગયો, અને ઝટ ત્યાંથી તે દોડી જે રસ્તે આવેલો તે તરફ જવા લાગો, પણ અંધારાને લીધે તે એક ખુરસીની અડફતમાં આવી ગયો, અને ઠોકર ખાઇ તુટી પડીયો. પડતાં સાથે તેની પાછળ ગોળીબાર થયો, તેને સારે નસીબે તેના પડી જવાથી તે ગોળી લાગતાં બચી ગઇ. તે શખ્સ તુરત ઉઠી તે ગોળી મારનાર તરફ ધસી ગયો. તેઓ બન્ને વચ્ચે હાથોહાથની મારામારી થવા લાગી બન્ને અઠંગ લડનાર હતા, તે ગોળી છોડનાર શખ્સે તેની સાથના શખ્સને તેના કરતાં જોરાવર જણાવાથી, એક દાવ અજમાવ્યો અને તેના હાથમાંની રીવોલવરનો હાથો તે શખ્સના માંથામાં સખ્ત રીતે લગાવ્યો. તે શખ્સ તંમર ખાઇ ગયો, અને માથાંમાંથી લોહી ઝરવા લાગ્યું. જેથી તે જમીન ઉપર ઢળી પડયો. વાંચક તે શખ્સ આપની વાર્તાનો નાયક બહાદુર ડીટેકટીવ જેશંગ હતો.



## પ્રકરણ—૯ મું.

હવે આપણે ડીટેકટીવના ઘર તરફ નજર કરીયે. આપણે જોઇ ગયા જે જગુ ને જેશંગે જતી વખતે તેના આવવાની રાહ ચાર વાગા સુધી જોવા કહેલું, પણ જગુએ પાંચ વાગી જવા છતાં કંઇ ખબર નહિં મલવે તે બડબડવા લાગ્યો.

પાંચ વાગ્યા હજી મારા વડીલ તરફથી કંઇપણ સંદેશો કેમ ન મલ્યો? જરૂર તેમના ઉપર કંઇ સંકટ આવેલું હોવું જોઇએ. એટલામાં દરવાજા પરની ઘંટી વાગી. તરત તેને ઉઠી બારણું ઉઘાડયું, તો તેને શેઠ

વીરચંદ ઝવેરીને ઉભેલા જોયા, જગુને બારણું ઉઘાડેલું જોઈ તેઓ બોલ્યા, હલ્લો જગુભાઈ, ડીટેકટીર જેશંગભાઈ છે કે ?

જગુ બોલ્યો. "જી નહિ, તેઓ બહાર ગયા છે."

'પણ મને એમના સાથે ઘણું જરૂરી કામ છે, તેઓ પાછા ક્યારે મળશે ?"

"તેઓ ચાર વાગે આવવાનું કહી ગયેલા, અને હજી સુધી એમનો કાંઈ પત્તો નથી, હાં, જગુ મારો મેનેજર આજે સવારે પચાસ હજારનો ચેક વટાવવા ગયો છે તેનો પણ હજી પત્તો નથી. મેં બેંકમાંથી ખબર મેલવી જે તે પૈસા લઈ ગયો છે, મને કંઇ સમજ નહિ પડવાથી તેની વાટ જોઇ છેવટે હું જેશંગ ડીટેકટીવને એ વીષે ખબર આપવા આવ્યો. કદાચ એ કારસ્તાન પેલી ચંડાલ ચોકડીનું તો નહિ હોય ?

જગુ ઉપલી વાત સમજી અજબ થઇ ગયો, શું તમારા મેનેજરનો હજીએ પત્તો નથી ? આશ્ચર્ય ભારે આશ્ચર્ય ! થોડોક વખત તે વીચાર કરતો ઉભો પછી બોલ્યો, ઠીક મારે એ સર્વે ખબર પોલીસ સ્ટેશન પર આપવી જોઇએ.

વીરચંદ બોલ્યા, જગુભાઈ હું પણ તારી સાથે આવું છું ચાલ જલ્દી.

જગુભાઇએ ઝટ ટોપી પહેરી દરવાજો બંધ કરી તેઓ મોટરમાં બેસી પોલીસ સ્ટેશને હંકારી ગયા.



## પ્રકરણ – ૮ મું.

હવે આપણે પોલીસ સ્ટેશન તરફ નજર કરીએ. ત્યાં એક મોટર ઝડપ ભેર આવી ઉભી રહી. જેમાંથી આસીસ્ટંટ ડીટેકટીવ જગુભાઈ તથા ઝવેરી વીરચંદ શેઠ ઉતર્યા અને અંદર દાખલ થયા.

પોલીસ ઇન્સપેકટર મી. સ્મીથ સાંજનું છાપું વાંચતા બેઠા હતા. તેમણે પગલાંનો અવાજ સાંભળી બહાર ડોકાવ્યુ, અને ઝવેરી તથા જગુને જોઈ તેઓ ઉઠયા અને બોલ્યા "હલ્લો મી. વીરચંદભાઈ કેમ કંઈ આજે આપનું આવવું થયું ? જગુભાઇ તું પણ સાથે છે, એ બધી શું બાબદ છે ?"

વીરચંદ શેઠ બોલ્યા, મી. સ્મીથ, મારે મી. જેશંગભાઈ સાથે અગત્યનું કામ હોવાથી તેમને ઘરે મળવા ગયો હતો પણ તેઓની મુલાકાત નહિં થવાથી હું જગુભાઈની સાથે આપને મળવા આવ્યો અને ટુંકમાં બન્નેએ પોતાની વાતો કહી સંભળાવી. મી. સ્મીથ એ સાંભળી વિચારમાં પડી ગયા, કે બન્ને સાથે ગુમ થવાનું કારણ શું હશે? થોડાક વખત વિચાર કરી તેમને કોલ બેલ વગાડયો જેના જવાબમાં એક કોનસ્ટેબલ આવ્યો. જેને તાકીદે થોડાક કોનસ્ટેબલોને હથીયારબંધ તૈયાર થવા કહ્યું અને મોટર તૈયાર કરવા કહી. થોડીવારમાં તેઓ સર્વે તૈયાર થઇ લી ચાંગના હોટલ નજદીક જઇ ઉતર્યા. અને સર્વે હથીયાર તૈયાર રાખી તે હોટલમાં ધસારો લઇ ગયા. પોલીસનો દરોડો પડેલો જોઈ સર્વે દોડધામ થઇ રહી. અને સામ સામી છુટથી લડાઇ થવા લાગી. પણ હથીયારબંધ પોલીસને જોઈ કેટલાક નાહસી છુટયા અને બાકી કેદ પકડાયા. કેદ પકડાયલાઓને પોલીસના વાનમાં બંધ કરી દીધા. અને લી ચાંગને મી૦ સ્મીથે પુછ્યું "આજે સવારે જે શખ્સ આવેલો તેને કયાં રાખ્યો છે?"

લી ચાંગ બોલ્યો "તેને બાજુના ઓરડામાં બંધ કીધેલો છે સ્મીથે તે ઓરડો બતલાવવા તેને કહ્યું એટલે તે ચીનો તેઓને લઈ એક ઓરડો ખોલી અંદર લઇ ગયો. સર્વેએ તે ઓરડામાં દાખલ થઇ તપાસ કીધી પણ તેઓને કોઇ મલ્યું નહિં. તેટલાં જગુને એક કાગજનો ટુકો મળી આવ્યો. જેમાં ફક્ત ત્રણ શબ્દો લખેલા હતા. "બોટ—વીચ—ડક્ષુબરી." એટલુંજ ઉતાવળે લખેલું જણાયું. જગુ તે અક્ષરો ઓળખી ગયો. તેને તુરત તે કાગજ સ્મીથને આપ્યો. સ્મીથ તુરત તેની મતલબ સમજી ગયા, અને બોલ્યા. ચાલો જલદી ડક્ષુબરીના સ્ટેશને જ્યાં આપણને વીચ નામની બોટ શોધી કહાડવાની છે, જેમાં આપણા બહાદુર ડીટેકટીવ જેશંગને કેદ પકડીને લઇ ગયા છે.

સ્મીથે સર્વે કેદીઓને પોલીસ સ્ટેશને લઇ જવાને કહ્યું અને પોતે દર્યાઇ સ્ટેશનની ડક્ષુબરી પોલીસ ગેટ ઉપર જઇ લાગ્યા. ત્યાં જઇ સ્મીથ ત્યાંના વડાને મલ્યા અને સર્વે વાત કહી સંભલાવી તુરતજ તે વડાએ એક મોટરલોંચ તૈયાર કરવાનો હુકમ કીધો, અને સર્વે તૈયાર થઇ તેમાં બેસી પુર ઝડપે બોટ વીચની શોધમાં નીકલ્યા.

કેટલાક માઇલો સુધી તપાસ કરતાં, ઘણે દુર એક બોટ જણાઇ. દુરબીનથી જોતાં તે બોટ પરનું નામ "વીચ" જણાયું. તે લોંચના વડાએ

બીજો હુકમ આપ્યો. ચલાવ પુર ઝડપે ચલાવ. બીજી દશ મીનીટ જતાં તેઓ વીચ નજદીક જઇ લાગા. વીચ ઉપરથી પોલીસ બોટ આવતી જોઇ ગોળીબાર શરૂ કીધો. તુરતજ લોંચ ઉપરથી પણ તેનો વળતો જવાબ મલ્યો. એ રીતે તેઓ ગોળીબાર કરતા વીચ બોટ નજદીક જઇ લાગ્યા. જીમીએ તુરતજ બોટ બહાર લટકી સીડી પકડી ચડવા માંડયું. તેની પાછલ સ્મીથ તથા તેના માણસો ચડવા લાગ્યાં.

જગુ અને સ્મીથ જેવા ડેક ઉપર જઈ લાગા કે સામેથી એક ભુરી દહાડીવાલો શખ્સ જગુ ઉપર તુટી પડયો, અને તેના હાથમાંની રીવોલવરનો હથો જગુને મારવા ઉંચકયો. જગુએ તુરત દાવ જોઇ એક સપાટે તેના ડાચામાં એક જબ્બરદસ્ત મુક્કી લગાવી, તે લાગતાંજ ભુરી દહાઢીવાલો સામી તરફ જઇ પટકાયો. તે શખ્સે ત્યાંજ પડયા જગુ ઉપર રીવોલવર ટાંકી, પણ તેટલામાંજ એક બીજા શખ્સે આવી તેની નેમ ચુકાવી તેના હાથમાંની રીવોલવર ઝુટવી લીધી. અને તે તેના ઉપર તુટી પડયો. તેઓ બન્ને વચ્ચે હાથો હાથની લડાઇ થવા લાગી, સ્મીથે આવી તે દહાઢીવાલા શખ્સના હાથમાં ઝટ દઇને બેડી પહેરાવી લીધી.

પછી જગુએ તેનો જાન બચાવનારનો ઉપકાર માન્યો, અને તેને ઓળખી લઇ બોલ્યો. ડીટેકટીવ જેશંગભાઈ, જો તમો વખતસર આવી નહિં લાગતે તો તમો તમારા જગુને જીવતો જોવા પામતે નહિં. તે બોટ ઉપર કેટલીક ઝપાઝપી પછી સર્વે માણસોને કેદ પકડી લીધા.



## પ્રકરણ—૯ મું.

ડીટેકટીવે સર્વે કેદીઓને એક લાઇનમાં ઉભા કીધા પછી તે ભુરી દહાઢીવાલા પાસે ગયો અને તેની બનાવતી દહાડી ખેંચી કહાડી.

વીરચંદ ઝવેરી શેઠ તે શખ્સને જોઈ પુકારી ઉઠયા "કોણ મારો મેનેજર કીવા મારો કટ્ટો શત્રુ—ઠીક હવે મને યાદ આવ્યું. એટલે ડીટેકટીવે ઝવેરીને તે મેનેજરની શત્રુવતપણા અને દુશમનાવતનો ખુલાસો પુછયો.

ઝવેરીએ ખુલાસો કીધો. "જેશંગભાઇ સાંભલો—આજથી દશ વરસની વાત છે. મારા ઘેર પર ચોરી થઇ હતી. જે વખતે તે ચોરોને પકડવા

જતાં મારા રસોઈયાને સખ્ખત ઇજા થઈ હતી. પણ મારા બીજા નોકરો મળી તે ચોરને પકડી લીધા. જેઓમાંનો એક ચોર તે મહીપતરામ અને બીજો તેનો ભાઇ વનમાળી હતો. તે ધરપકડ વખતે મારા હાથમાંની રીવોલવર ફુટતાં વનમાળીને લાગી અને પાછળથી તેનું મરણ નીપજ્યું. જેનું વેર લેવાના મહીપતરામે મારા આગલ કસમ લીધા હતા. તેની શિક્ષા પુરી થતાં વેશ બદલી મારે ત્યાં નોકરી રહ્યો અને થોડા વખતમાં તે મારો માનીતો મેનેજર થવા પામ્યો. હું તેને તે વખતે ઓળખી નહિં શકયો પણ આજે એને ઓળખ્યો, અને મને પાયમાલ કરી તે પોતાના ભાઇના વેરની વસુલાત કરવા માંગતો. પણ તેમાં તે ફાવી નહિં શકયો.

વાંચક હવે હું ડીટેકટીવનો ટુંક અહેવાલ ટાંકી જાઉં છું જે વખતે જેશંગ ડીટેકટીવ લી ચાંગના હોટલમાં ગયો અને ત્યાં જે મારા મારી થઇ હતી તેજ વખતે તેના ઉપર હુમલો કરનારને મેનેજર તરીકે ઓળખ્યો હતો. અને જેથી તેનો ભેદ ખુલી નહિં જાય કરીને તેને ફટકો મારી બેહદ્દ કીધો. ડીટેકટીવ જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે મેનેજરને તેના ગોઠીયાઓ સાથે વાત કરતો સાંભળ્યો, અને તેને તુરતજ એક કાગજ ઉપર પોતાના લોહીથી ચાટ-વીચ-ડયુઅરી લખેલું, અને ડુચો કરી નાંખેલો, જેથી જગુ તેની શોધમાં આવતાં માલમ પડી જાયે, અને મદદ આવી લાગે કે સર્વે કેદ પકડાઇ જાયે.

પોલીસ કેશ થયો અને પુરાવા ઉપરથી મેનેજરને હરીદાસના ખુનના આરોપસર ફાંસીની સજા થઇ, અને ત્રગડીને સાત વરસની કેદ થઇ. એ રીતે ચંડાળ ચોકડીનો અંત આવ્યો. અને ભાઇનું વેર લેવા જતાં પોતે ફાંસી ચઢયો. કરને જો અહિંનું અહિંજ છે.

જેશીંગ ડીટેકટીવને વીરચંદ શેઠ તરફથી દશ હજારનું ઇનામ આપવામાં આવ્યું, અને જગુભાઇને પણ પાંચ હજારનું ઇનામ અપ્યું.



**બહાર પડી ચુકેલાં પુસ્તકો:—**

**૧ થી ૧૫ નંબરની વાર્તાની ચોપડી ખલાસ થઇ છે.**

૧૬ ગરીબીનો ગુનાહ
૧૭ અદેખાઇનો અંધાપો
૧૮ નાર નીરાધાર
૧૯ પર કોમી પ્રેમ
૨૦ પૂર્ણ પતીવ્રતા
૨૧ રૂપની રાણી
૨૨ ઉછાછળીનો અંત
૨૩ ચતૂર ચાતુરી
૨૪ કુદરતની કરામત
૨૫ પરણું યા તો મરૂં!
૨૬ પ્રેમ શકતી
૨૭ ડોળાતી દયાનત
૨૮ તોખમમાં તલસરૂ
૨૯ બળવંત બળીદાન
૩૦ દિલાવર દિલબર
૩૧ ફોકતનો ફાંફો!
૩૨ કન્યા કસોટી!
૩૩ તગદીરનું ત્રાજુ
૩૪ કમબખતીના પારાવાર!
૩૫ પ્રેમનો પરમાર્થ
૩૬ ખુબસુરતીના ખેલ!
૩૭ ગમ્મતનાં ગાબરાં
૩૮ માયાકુળ મહિલા
૩૯ દયાનત તેવી બરકત
૪૦ વ્હેમની વિપતી,
૪૧ પ્રેમનું પ્રબળ!
૪૨ વફાની પુટલી!
૪૩ ખુને જીગર!
૪૪ 'અનાથ યુવતી'
૪૫ નાઝનીન મહેઝબીન!
૪૬ "કરણીના કારસો"
૪૭ "કુળવંત કળી"
૪૮ બુલબુલ કે બળા!
૪૯ નેકબાદ નરગેસ
૫૦ વિર વનિતા
૫૧ દગાબાજ દુન્યા.
૫૨ નકલી નાયટ
૫૩ ઠગાઇ કોની સગાઇ?
૫૪ અપકાબંધ બરથાર!
૫૫ "ભોળપણનો ભાર"
૫૬ વિવાહ પછીના વિઘન!
૫૭ નાદાનીનો નતીજો.
૫૮ એક તાગડો.
૫૯ "વનમાગી વનિતા."
૬૦ ગરીબીનો ગજબ.
૬૧ પવિત્ર કે પાપી?
૬૨ વેશવાળ પછીના વાદળ!
૬૩ એ હમાન કોણ—મરદ કે ઓરત!
૬૪ અફસોસનાં આંસુ
૬૫ "પાપી પત્ની'
૬૬ દિલની સાચ્ચી
૬૭ કમાલ કોમિડી!
૬૮ નિરાળી નિરધન
૬૯ ભલાનું ભલું!
૭૦ ખુદાને ઘરનું બોઝું
૭૧ સમાજીક સંકટ.
૭૨ દિલાવર દુશ્મન
૭૩ પરણ્યા પછીની પંચાત.
૭૪ પુનર્મિલન
૭૫ જાસુસ કે જાદુગર
૭૬ સદગુણી શહેરીયાર
૭૭ 'નવ્વાણું તચની નવી!"
૭૮ બુરાનું બુરૂં
૭૯ તકોબરીની તોબેશ.
૮૦ માયાનો મોહ!
૮૧ "ઓરત કે આફત?"
૮૨ "જોડભાઇની જંજાળ!"
૮૩ 'ચીલ ઝડપ'

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY. 1

નંબર ૮૪ મી આવતી વાર્તા.

## વડાઇમાં વમળ.

આવતી તા. ૧ લીએ બહાર પડશે.